ॐ

कविशामळभट्टकृत

# मदनमोहना.

( संक्षिप्त विवरण सहित. )

संशोधक

रा. हीरालाल व्रजभूखणदास श्रॉफ

प्रिन्सिपाल, श्री सयाजी हाइस्कुल, वडोदरा.

तथा

श्रीयुत छोटालाल नरभेराम भट्ट.

रसशास्त्रादिना कर्ता.

प्रकाशक

मोहनलाल मनसुखराम शाह.

बुकसेलर्स अने पब्लिशर्स लहेरीपुरा—वडोदरा.

आवृत्ति १ ली.

सं. १९६५. इ. स. १९०९.



सादुं पुठुं किं. ०-८-०

सोनेरी पुठुं किं. ०-१०-०

# પ્રસ્તાવના.



મુંબઇ યુનિવર્સિટીએ ગુજરાતી ભાષાને 'મેટ્રિક્યુલેશન'ની પરીક્ષામાં સ્થાન આપ્યું ત્યારથી ગુજરાતી ભાષાના અભ્યાસને એક પ્રકારનું નવીન જીવન પ્રાપ્ત થયું છે. છેલ્લાં બે વર્ષથી આ વિષયની પરીક્ષાના સંબંધમાં સાક્ષરો તેમજ નિરક્ષરો તરફથી અનેક પ્રકારની ચર્ચા થાય છે; તેમ તેના અભ્યાસક્રમના સંબંધમાં પણ કોઇ કોઈ તરફથી વખતોવખત ઉદ્‌ગારો કાઢવામાં આવે છે; છતાં હજુસુધી તેના અભ્યાસક્રમના તેમજ 'મેટ્રિક્યુલેશન'માં અપાતા ગુજરાતી ભાષાના પરીક્ષાપત્રના સંબંધમાં કંઇ પણ સ્થાયિ પરિણામ આવ્યું હોય એમ જણાતું નથી. આ દશા કંઇક અંશે દૂર કરવા સારૂ આ પ્રયત્ન આરંભાય છે.

ગુજરાતના પ્રાચીન કવિઓમાં પ્રથમ વર્ગમાં ગણાતા કવિ શામળભટ્ટને ગુજરાતના 'સ્કૉટ' ની ઉપમા આપીએ તો ખોટું નથી. મુંબઇયુનિવર્સિટીના અભ્યાસક્રમમાં 'સ્કૉટ' ને 'પ્રિવિયસ ક્લાસ' માં એટલે 'કૉલેજ' માં આરંભાતા અભ્યાસના પ્રથમ વર્ષમાં નિયત કરવામાં આવેલો છે. ઇંગ્રેજી અભ્યાસના આરંભથી જોતાં 'પ્રિવિયસક્લાસ' નો અભ્યાસ આઠમે વર્ષે શરૂ થાય છે. ગુજરાતી અભ્યાસક્રમનો હિસાબ તપાસતાં ઇંગ્રેજી ચોથું ધોરણ

એટલે 'હાઇસ્કુલ'નું પ્રથમ વર્ષ પણ આઠમું આવે છે. આ સામ્ય ઉપરથી શામળભટ્ટને ઇંગ્રેજી હાઇસ્કુલોના ચોથા ધોરણમાં નિયત કરવામાં આવે અને 'સ્કૉટ' જે પ્રમાણે 'કૉલેજ' માં શીખવવામાં આવે છે તે પ્રમાણે તે કવિનાં કાવ્યોને ભાષા અને વાઙ્મય, ઉભય દૃષ્ટિથી—આ માતૃભાષા હોવાથી વિશેષ સરલતા અને પ્રેમથી—શીખવવામાં આવે, તો અમારા ધાર્યા પ્રમાણે ગુર્જર વિદ્યાર્થીઓને ચાર વર્ષ પછી 'મૅટ્રિક્યુલેશન'ના પરીક્ષામાં ગુજરાતીમાં ઉત્તીર્ણ થવામાં ઉપકારક થવા ઉપરાંત સ્વદેશની ભાષા, વાઙ્મય, રૂઢિ, આચારવિચારાદિ વિષયોમાં સારો લાભ થાય. આ હેતુ પાર પાડવા માટે હાલ તરત શામળભટ્ટના કાવ્યોમાંનું એક ઉત્તમ કાવ્ય નામે '**મદનમોહના,' સંક્ષિપ્ત પણ ઉપયોગી વિવરણ સહિત**, ગુજરાતી વાચકવર્ગ સમક્ષ મૂકવામાં આવે છે. હવેપછી તેનાં બીજાં કાવ્યોમાંથી 'નંદબત્રીશી,' 'પદ્માવતી,' 'વિદ્યાવિલાસીની' અને 'મડાપચીસી,' આ કાવ્યોનો 'મદનમોહના' સહિત એક સંગ્રહ બહાર પાડવા ઇચ્છા છે. આ પાંચ કાવ્યોના અભ્યાસથી શામળભટ્ટના સંબંધમાં વિદ્યાર્થીને તેમજ સામાન્ય વાચકવર્ગને યાવત્ આવશ્યક જાણવા જેટલું જે છે તે સહજ જણાઇ જશે એમ અમારી ધારણા છે. તે સાથે ગુજરાતી પ્રાચીન કાવ્યના અભ્યાસક્રમમાં કંઇક પગથીયા જેવું હાથ આવશે.

ઇંગ્રેજી 'હાઇસ્કુલો'ના ચોથા ધોરણમાં ઉક્ત સંગ્રહ નિયત

ॐ

કરવાથી પાંચવર્ષ સુધી ગુજરાતી પ્રાચીન કાવ્યની એક સ્થૂલ પણ ઉપયોગી 'ટેક્સ્ટ બુક' મળશે.

આજ ક્રમે ઇંગ્રેજી પાંચમા ધોરણ માટે પ્રેમાનંદનાં મુખ્ય પાંચ કાવ્યોનો સંગ્રહ, છઠ્ઠા ધોરણ માટે નરસિંહ, દયારામ, ગિરધર, કૃષ્ણ-રામ, નરભેરામ અને ભોજો, એ કવિષટ્કમાંથી ચુંટી કહાડેલાં કાવ્યોનો સંગ્રહ અને સાતમા ધોરણ માટે ધીરો, અખો, બાપુ, ભાલણ, રત્નેશ્વર, વલ્લભ, આ કવિષટ્કનાં છુટાં છુટાં કાવ્યો ઉપરાંત પ્રેમાનંદ દયારામાદિનાં કાવ્યોમાંનો કેટલોક કઠિન ભાગ, એ સંગ્રહ પણ **ઉપયુક્ત વિવેચન સહિત** પ્રકાશમાં લવાય તો ગુજરાતી ભાષાના અભ્યાસક્રમમાં એક ઉપકારક સાહિત્ય પ્રાપ્ત થાય.

શામળભટ્ટાદિનાં ચરિત તેમ તેમના કાવ્યમાં ગુણ દોષાદિ વિવેચનો તે તે સંગ્રહ પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ આવે આપવામાં આવશે. આ કાવ્યના વિવરણમાં અનેક કઠિન સ્થળે સારો પ્રકાશ પાડવામાં ખંભાત નિવાસી પ્રસિદ્ધ કવિ રેવાશંકર તથા તેમના ભત્રિજા કવિ દયાશંકરે મદદ આપી છે તેમનો, તેમ આ ગ્રંથનાં 'પ્રુફશીટ્સ' વગેરે તપાસવામાં અમારા સ્નેહી રા. હરિવલ્લભદાસ શાહ બી. એ. વડોદરા હાઇસ્કુલના ગુજરાતી શિક્ષક, એમણે જે મદદ આપી છે તે માટે તેમનો પણ ઉપકાર માનવામાં આવે છે.

આ પ્રત છપાઇ ગયા પછી પેટલાદમાંથી અમને એક જુની

પ્રત મળી આવી હતી જેને આધારે છેવટના પરિશિષ્ટમાં સુધારો સૂચવ્યો છે તે તરફ વાંચનારનું લક્ષ ખેંચવામાં આવે છે.

વડોદરા.
તા. ૬-૫-૧૯૦૯. } સંશોધકો.



એક અતિ સંક્ષિપ્ત પણ ઉપકારક વિવરણ સહિત આ પુસ્તકને ગુજરાતના બે પ્રસિદ્ધ સાક્ષરો પાસે શુદ્ધ કરાવી છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે છે. મુદ્રણવિષયક દોષ જો કોઇ ઠેકાણે દૃષ્ટિદોષથી રહી ગયો હોય તો તેને માટે વાચકવર્ગ ક્ષમા આપશે.

લહેરીપુરા, વડોદરા.
તા. ૬-૫-૧૯૦૯. } મોહનલાલ મનસુખરામ શાહ,
પ્રસિદ્ધકર્તા.
બુકસેલર અને પબ્લીશર. વડોદરા.

# શામળભટ્ટ તથા એના આશ્રયદાતા રખીદાસ વિષે શામળકૃત છપ્પા.

શ્રીગુજર ગુણ સાગરે, અમદાવાદ આ દેશ;
સાભ્રમતી સુખદાયની, પાપ નહી ત્યાં લેશ.
વરણ અઢાર વસે તહાં, તે ધાયે સત ધર્મ;
ચતુર ચોરાસી નાત્યના, ભારે રૂડા બ્રાહ્મ.
શ્રીગોડ માળવિ વિપ્રશુભ, વિરેશ્વર ઘરસૂત્ર;
શામળ નામ શીરોમણી, પ્રતાપવંત છે પુત્ર.
ચાલી ખ્યાતી દશ દિશે, પંડીતપૂર પ્રમાણ;
માતર પ્રગણામાં ઘણું, થયું જગતથી જાણ.
સુંઝ ગામ શીરોમણી, તેજ પુંજ પ્રકાશ;
પવીત્ર ભુમી તિર્થ ભલે, વિરેશ્વર શિવ વાસ.
ત્યાં કણુબી કુળ ઉજળા, લેઉઆ લાયક લાજ;
કાઉજી કુળ ઉત્તમ કહું, મનજી સુત મહરાજ.
રખીદાશ રાજશ વડો, પીછે સઘળી પેર;
ઘણે હેત તેડાવિયો, કવિ શામળ નિજ ઘેર.
ખાન પાન સુભ વીધનાં, અમૃત મેવ આહાર;
પૃથવી કરી પસાયતે, હેતે રોપી હાર.
પાળક સર્વ પુરાણનો; ખરી વાતનો ખોજ;
રખીદાસ ગુણ રાજવી, ભુપતી બીજો ભોજ.

ચારણ વંશે અંશપત્ય, મનજી સુત મેરાણ;
ગ્રંથ સજાવ્યા સુઝમાં, પંચ કર્યાં પ્રમાણ.
સપુત શ્રીસુરસંઘનો, ગુણ નિધિ ભાટ ગમાન;
તેના સુત સરદારને, સોંપ્યા ગ્રંથ સુજાણ.
ગરીબતણો હું ગરીબ છું, રંક તણો હું રંક;
ગુણ અવગુણ હોય ગ્રંથમાં, ક્ષમા કરો સહુ વાંક.
ત્રિગોડ માળવી વિપ્ર શુભ, વેગનપુરમાં વાસ;
પુરૂષોતમ કેરા પિતા, કહે કવી સામળદાસ.

॥श्रीजगदीश्वरायनमः॥

## કવિસામળભટકૃત.

# मदनमोहना.



### છપ્પો.

શ્રીપાર્વતીનોપુત્ર, સૂત્ર ચિંતામણિ છાજે;
રત્નાવલિની ખાણ, છત્ર જો શિર બિરાજે;
સિંદૂર સેવત્રાં સાર, હાર મોદક મણિ માળા;
પરમેશ્વર પેલ્લો પૂજાય, રાજરાજેશ્વરીરાજા;
ગણનાયક લાયક ગણું, દાયક બુધ સાયક ભણું;
વણ ગજાનન ગુણ આગળો, સામળ ધ્યાન ધરે તેતણું. ૧

### દોહરા.

કથા કહું મદનમોહના, જે સતવાદી સાર;
બુદ્ધિ પરાક્રમ ચાતુરી, અર્ણવ અકલ અપાર. ૨

પુણ્ય વધે પાતક મટે, ગુરૂપદ વાધે જ્ઞાન;
શોભા કહું સંક્ષેપથી, મહીપતિ મોટમ માન. ૩
સુણે તેહ સતવાદીઓ, પૂરણ મંન પ્રસંન;
ફળ ચાંદ્રાયણ વ્રતનું, રેવાનું દરશંન. ૪
વિપ્રદેશ પૂરવ વિષે, મધુપુર મોહન માન;
મુકિતપુરી મહિમા ઘણો, (જ્યાં) પ્રભુ પ્રગટ્યા ભગવાન. ૫
અડસઠ તીરથથી અધિક, યમુનાતટ સંજુકત;
મહિમા મોક્ષ પદવીતણો, નિગમ નેતિ કે' નિત્ય. ૬
પૃથ્વી પ્રદક્ષણા પંચ શત, કરે જેહ કર જોડ;
મા'લે તે મથુરાપુરી, ક્ષણુંમાત્ર નહિ ખોડ. ૭
વપુ પાડે વાણારસી, કનકે તોળે કાય;
ઉત્તમ વ્રત એકાદશી, (તે) મહાલે મધુપુર માં'ય ૮
(જળ)પાન કરે જમુનાતણું, ગોવિંદના ગુણ ગાય;
તે જમને શિર પગ દઇ, સે'જે સ્વર્ગે જાય. ૯
તેહ નગરનો નરપતિ, મદસૂદન મા'મૂલ્ય.
હરિભક્ત હરિશ્ચંદ્રશો, શોભાએ સમતુલ્ય. ૧૦
જોડ જુધિષ્ઠિર સારખો, અર્જુનનો અવતાર;
બલિરાય સરખો બુધનિધિ, દેવ સમો દાતાર. ૧૧
શૂર પૂર શોભિત સદા, સદા સદાશિવ સેવ;
ઓપિત ઇંદ્ર આકારવત્, દાતા દાયક દેવ. ૧૨

ભક્ત ભાવિક ભગવંતનો, બ્રાહ્મણ ઉપર ભાવ;
શાસ્ત્રતણો સિંધુ સકળ, બુદ્ધિતણો બનાવ. ૧૩
પુત્રી (એક) તેને પદ્મિની, લાયક લક્ષણ લાખ;
અકલતણી અર્ણવ અતિ, (જેની) શાસ્ત્રજ પૂરે સાખ. ૧૪
(તે) રૂપે રંભા સરીખડી, સતીમાંય સરદાર;
હામ કામ મૃગલોચની, દીલ ઘણી દાતાર. ૧૫
નખશિખ શોભા નિરખતાં, અંબુજદલશાં નેણ;
હંસગતિ ગજગામિની, અમૃત વદને વેણ. ૧૬
દેવાંગનાથી દશ ગણી, નાગાંગનાવત્ નિધ;
રૂપવંત રૂડી રમણ, રતિ સમોવડ સિધ. ૧૭
કેશપાશ [છે] કપિલવત્, ફેણા કાળિયનાગ;
એ વિધ ગુંથ્યો ચોટલો, લીલવટ લાવણ્ય લાગ. ૧૮
ભર્યો ભોગ ભરપુર શું, સિંદૂર શોભિત સર્વ;
જળધારા શિવલિંગ પર, ઘણો ઉપજાવણ ગર્વ. ૧૯
વદન શરદ ઈંદુ જશું, અંબુજદલશી આંખ;
ભમર ભમરાળી ભજત, પાંપણ ભમરા પાંખ. ૨૦
રસના અમૃત સરીખડી, સ્વર કોકિલા વાણ,
દંતપંક્તિ દાડિમ કળી, જશ રૂપ જુવતી જાણ. ૨૧
ચિબુક ચારૂ ચતુરાતણું, અધર પ્રવાળી અમૂલ્ય;
ગ્રીવા પોતકપોતશી, નીલગ્રીવ સમતુલ્ય. ૨૨

નોત્તમ નાસિકા કીરવત્, તન પ્રુલેલ નિર્ધાર;
શ્રવણુ શીશ શોભિત સદા, ઓપિત અપરંપાર. ૨૩
ઉર અદ્ભુત ઉપમા અધિક, ચક્રવાક જુગ જોડ;
કનક કળશ સુધા સહિત, ક્ષણું માત્ર નહિ ખોડ. ૨૪
ઉદર પોયણુ પાનવત, ગુણુ શોભિત ગંભીર:
ત્રિવલી ત્રિવેણી સમી, સઘળું શુદ્ધ શરીર. ૨૫
નાભિ દક્ષણુવંતવત્, પૂઠ કેળનું પત્ર;
રંભાથંભ જંઘા જુગલ, તોલ ઘણેરો તર્ત. ૨૬
કર કુંજરશુંડ સરીખડા, અંગુલિ મગની શીંગ;
કરહથેલી મહીમથન, નખ તારાનો રંગ. ૨૭
કટિ વખાણું એહની, જાણે સિંહનો લંક;
ગતિ ગયંદ ઓપિત અધિક, ક્ષણુંમાત્ર નહિ વંક. ૨૮
જાવક રંગ પાની જશી, સજ્યા શોભિતા સોળ;
નીલવટ કુંકુમ કેસરી, મુખ તાતાં તંબોળ. ૨૯
રત્ન જડિત્ર કર ચૂડલો, ચંપક વરણાં ચીર;
ચરણાં ચોળી શોભિતાં, નિરમળ નારી નીર. ૩૦
માતા તેની મદસૂદના, મહામનોહર માન;
રામા રૂપવતી ઘણું, ગુણુવંતી ગુણુ ગાન. ૩૧
કુંવરી દેખી કરી કલ્પના, જુવતી જોબન વેશ;
પુણ્યવંત પનોતો કો પુરૂષ, કુંવરી તે ઘેર દેશ. ૩૨

શોભા રત્ન રત્નાવલિ, રંભા રતિનું રૂપ;
(તેને) કોણ પનોતો પરણશે, ભાગ્યનિધિ જે ભૂપ. ૩૩
આરાધી જેણે અંબિકા. અહરનિશ પૂજ્યા ઇશ,
તે નર એ નારી વરે,(જેણે)શિવને સમર્પ્યું શીશ. ૩૪
પ્રાગે દેહ પ્રાજે કરી, કનકે તોળી કાય;
નિરભે તપ કર્યું નર્મદા, જુવતી તે ઘર જાય. ૩૫
કંથ સમીપે કામની, બેઠી છે એકાંત;
વાત કહી વિનતાતણી, ભાંગી મનની ભ્રાંત. ૩૬
પુત્રી એ પરણાવીએ, પુણ્ય કરીએ બહુ પેર;
ઘર જમાઇ કરી રાખીએ, ગુણવંત ઘણેરો ઘેર. ૩૭
પિતા ચિંતામાં પડ્યો, (એ) જુવતી પર ઘર જાય;
(એ) દેખી જીવ જીવાડીએ, એ વિણ કેમ રહેવાય. ૩૮
દેશ દેશ વર ખોળાવીએ, વારૂ જોઈ વતન;
કુંદન મળે કો કારમું, (તો) જડીએ રૂડું રતન. ૩૯

## ચોપાઇ.

કરે વિચાર એવા જેટલે, ઇંદ્રજીત આવ્યો તેટલે;
પ્રતાપવંત પ્રૌઢો પરધાન, મહીપતિએ દીધાં બહુ માન. ૪૦
ગુપ્ત વારતા કીધી ઘણી, પછે વાત કહી તનયાતણી.
તમો કહો ત્યાં કન્યા દેઉં, લાભ જશ લાખેણો લેઉં. ૪૧

અધાન કે' હું પુરપારખો, જોઉં વર સુંદર સારખો;
પંડિત એક આવ્યો બારણે, મૂકો એને ભણવા કારણે. ૪૨
શુકદેવ પંડિત શોભિત સદા, કૂડ વાત નવ બોલે કદા;
માન દેઈ બોલાવ્યો રાય, પૂરા દામ ને પંચ પસાય, ૪૩
આસન બેસણુ શુભ સન્માન, ભક્ષભોજન દક્ષણા (ને) દાન;
સંતોખીને રાખ્યો સુખી, રાય વચનથી રીઝયો રૂખી. ૪૪
આ મોહના મારી દીકરી, છે કુંવારી નથી એ વરી;
પિંડ પ્રાણ એ તો માહરી, તેને શિષ્ય કરો તાહરી. ૪૫
શાસ્ત્ર ભણાવો એને સાર, અગમ નિગમ જે અપરંપાર;
જ્યોતિષ પુરાણ પિંગળના પાઠ, અધ્યાત્મક અતિ ઉત્તમ કાઠ. ૪૬
કહી વાત્ત સૌકો સિધ કીધ, વંસત પંચમી મુહુરત લીધ; ૪૭

## દોહરા.

રાજાએ હૃદે વિમાસિયું, તન ખોલ્યું છે સર્ત;
પંડિત પ્રતાપ પાવક સમો, મોહના ગુણનિધિ ઘૃત. ૪૮
અગ્નિ ધૃત મળે એકઠાં, સ્થિર ઉકાળો થાય;
કાં સતી કાં સાધ્વી, કોણ રંક કોણ રાય. ૪૯
કામી પુરૂષ ને કામની, મળે ઉપજે મોહ;

એક એક પર મન ધરેં, (જયમ) ચમક પા'ણુપર લોહ. ૫૦
ચમક પા'ણુ એ ચતુર નર, લોહ મોહના લીન;
એક પંડિત એક પદ્મિની, જળ ધજ એક મલીન. ૫૧
પ્રપંચ રચ્યો એક પુરપતિ, ચિત્તમાં ધાર્યું ચરિત્ર;
મુખ્ય વિચારી બહુ ગુણે, વદિયો વાણિ પવિત્ર. ૫૨
એકાંતે તેડી અર્ભકી (તેને) શિખામણ દીધી સાર;
એક પંડિત આવ્યો પુર વિષે, (તેમાં) લક્ષણ વીશ ને બાર. ૫૩
(પણ) અવગુણ એક મોટો અધિક, કોઢી તેની કાય;
મુખ જોતાં તે મનુષ્યનું, મ્હોટું પાતક થાય. ૫૪
રાખું એને રાજમાં, તુંને ભણાવા કાજ;
તું મુખ દેખે એહનું, તેની મુજને લાજ. ૫૫

## છપ્પો.

અદેખો જેહ અનંત, આંખે થાયે તે અંધો;
નિંદે વિપ્રનો આ'ર, બાર માસ રે' મંદો;
વહેરો કરે વચન, તે થાયે ક્ષય રોગી;
કરે અભક્ષાભક્ષ, વસ્તુ ભુંડીનો ભોગી;
વળિ ગોસ્રીબ્રહ્મહત્યા કરે, જર લુંટી જે જોડીઓ;
કવિ સામળ કે' એ પાપથી, કાયા કુષ્ટિ કોઢીઓ. ૫૬
પાંપી કેરે સંગ, પોતે પણ પાપી થઇએ,

ઉપજે પાપની બુધ્ય, પાપી પરછાંયે રહીએ;
પાપે પાપનો સ્પર્શ, પાપનો વેલો વાધે;
પાપી સંગ કુસંગ, પાપ સદ્‌બુદ્ધિ ન સાધે;
કાયાએ કોઢ નોંય પાપ વણ, પંડિત કાયા(એ) કોઢ છે;
છે સાગર સર્વ વિદ્યાતણો, ખરી ઈક એમાં ખોડ છે ૫૭

## ચોપાઇ

કહે કુંવરી સાંભળ રે તાત, વિસ્તારીને કહું એક વાત;
પાપ પુણ્યની એ શી અર્જ, આપણે તો વિદ્યાની ગર્જ. ૫૮
ચારણીના ગુણ કરવા તાજ, સુપડાગુણ ગ્રેવા મા'રાજ;

## દોહરા

ચારણી થોથાં રાખીને, કાઢી નાખે સાર;
સુપડું સારજ સંઘરે, છાંડે માંહિથી છાર. ૫૯
પાપ પુણ્ય શાને કહો, શીદ મનાવો દુઃખ;
પૂર્ણ વિદ્યા પાઠે ભણું, ન ન્યાળું એનું મુખ. ૬૦
પ્રતિજ્ઞા પેર પેરની, અધિક કરાવી આપ;
પંડિત મુખ ન્યાળે પ્રેમદા, (તો) પ્રહ્લે કાળનું પાપ. ૬૧
સ્રીવધ ગૌવધ વિપ્રવધ, બાળકવધ બહુ પેર;
મુખ નવ ન્યાળું એહનું, સુખે રાખો ઘેર. ૬૨

પછે રાય પંડિત કનેં, બેઠો બુદ્ધિનિધાન;
કપટથકી કથા કહી, મહીપતિ દીધાં માન. ૬૩
ડાહી છે મારી દિકરી, બહુ પ્રકાર છે બુદ્ધ;
સુંદર રૂપ સુલક્ષણી, સઘળી શોભા શુદ્ધ. ૬૪
અવગુણ એક એમાં અધિક, રામામાં એક રોષ;
જન્મઅક્ષર ચિત્રા વિષે, ડાકણનો એક દોષ. ૬૫
પાટા બાંધે છે પ્રેમદા, આપ કહે છે અંધ
મુખ જોવું ગમતું નથી, ધાઈક મોટો ધંધ. ૬૬
પંડિતે પ્રતિજ્ઞા કરી, દીલ નવ આણું દુઃખ;
ઈશ્વર આણ્ય એ નારનું, મારે ન જોવું મુખ. ૬૭
ગામન કરે ગુરૂપત્નીશું, ચોરે તલ કે હેમ;
એવી પ્રતિજ્ઞા પંચશત, મુખ જોયાનો નેમ. ૬૮
અરસપરસ કરી આગન્યા, વચમાં આણ્યા ઈશ;
ભણવા મૂકી ભામની, ગુરૂ પુષ્યને દિશ. ૬૯
પડદો બાંધ્યો પટકુળનો, કોને ન દેખે કોય;
ભણે પાડ તે ભામની, હર્ષ ઘણેરો હોય. ૭૦
પુત્ર એક પ્રધાનનો, મદન નામ મહામુલ્ય;
કાયા કંદર્પ સરીખડી, રામા તો રતિતુલ્ય. ૭૧
પૂછવા વાત પંડિત કને, આવ્યો કોએક વાર;
ચૌદ વિદ્યા ચોસઠ કળા, લક્ષણ વીશ ને બાર. ૭૨

નાર ભણી (તો) જોયું નથી, અવતારિક છે અંધ;
અતિશે ઉપમા કેટલી, (તે) શીખી વિદ્યા સંધ. ૭૩
બહુ કક્કા બારાખડી, કૌમુદીકેરાં કે'ણ;
સિંધુ શાસ્ત્રજ શીખીઆં, વિદ્યાવિલાસી વેણ. ૭૪
છએ ભાષામાં છતી થઇ, મગણ તગણના ભેદ;
કાવ્ય કોક ગીતા ગણિત, વાણી વ્યાકરણ ભેદ; ૭૫
મહિમા માણી માધુરી, ગુંવાલરી ગુણ ગાન;
સંગીત શાસ્ત્ર ને સોરઠો, ત્રયવિધ તાળી તાન. ૭૬
સિંધુ થઈ તે શાસ્ત્રની, અક્કલ અર્ણવ એહ;
અગમ નિગમ જ્યોતિષ જનિત, ન્યાય વાત પર નેહ. ૭૭
સાખી સમસ્યા સોરઠો, દુહા દુમિલો લાખ;
પુંરવછાયો પરજીયો, ભાત ભાતની ભાખ. ૭૮
કવિત કુંડળીઓ કેકણો, ગાહો ગાથો (બે) ગીત;
સવૈયા ને સમસ્યા, રૂડી તેની રીત. ૭૯
છંદ છત્રીસ પ્રકારના, અડી અવળ અબંધ;
અષ્ટ ચોખરો ચાતુરી, હૈડે રાખે અંધ. ૮૦
લેખાં ગણાવે લેખવે, કહેવા અદકો અર્થ;
પહેલી 'પરખાણું' પારખું, શુભ વાતે સમર્થ. ૮૧
પારખું જોવા પંડિતે, પ્રેમદા ઉપર પ્રીત;
પૂછી વાત પૂટંતરે, રાજસભાની રીત. ૮૨

२६७१



મારૂં પૂછ્યું (જો) કૈં મુને, લખું સમશ્યા સાખ;
તો જાણું તુજને ખરી, ભણી ભલેરી ભાખ. ૮૩

## સમશ્યા.

### શ્લોક,

પ્રશ્ન—કેતકી પત્ર સમાકારં, નારી નામ ત્રિઅક્ષરા;
આદે 'क' ને અંતે 'री' જે જાણે તે પંડિતા. ૮૪

### દોહરો.

ઉત્તર—કામની કે' કે'વું કશું કહી તમે કટાર;
બીજું પૂછો બુદ્ધિથી, નિશ્ચે કહું નિરધાર. ૮૫

### શ્લોક,

પ્રશ્ન—ચંદ્રબિંબ સમાકારં, પુરૂષ નામ ત્રિઅક્ષરં;
આદે 'पा' ને અંતે 'ड' જે જાણે તે પંડિતા. ૮૬

### દોહરો.

ઉત્તર—પાપડ કહો તે પંડિતા, અલ્પ એ શાં કે'ણ;
કહો સમશ્યા શોભતી, વિદ્યાવંતનાં વેણ. ૮૭

### શ્લોક.

પ્રશ્ન—વર્તુલાકાર સમાકારં, નારી નામ ત્રિઅક્ષરા;
આદે का ને અંતે, णी, જે જાણે પંડિતા. ૮૮

## દોહરો.

ઉત્તર—કવિતા કહી તે કાંકણી, હતે શોભે હાથ;
ભારે પૂછ કાંઈ બ્રાહ્મણા, જે શોભે ભુજ સાથ. ૮૯

## શ્લોક.

પ્રશ્ન—ડભ્યાકાર સમાકારં, પુરૂષ નામં ત્રિઅક્ષરં;
આદે 'अ' ને અન્તે 'सो', જે જાણે તે પંડિતા. ૯૦

## દોહરો.

ઉત્તર—કહ્યા અરિસો કવિ તમે, એ તો સમશ્યા સે'લ;
વદો વિપ્ર શુભ વારતા,[જ્યમ]માણે નિગમ મેળ ૯૧

## શ્લોક.

પ્રશ્ન—સર્પાકાર સમાકારં, પુરૂષ નામ ત્રિઅક્ષરં;
આદે 'चो' ને અંતે 'ली', જે જાણે તે પંડિતા ૯૨

## દોહરો.

ઉત્તર—ચતુર કહ્યો તે ચોટલો, શોભિત શામા શીશ;
પૂછો વાત પુરાણુની, રામાએ કીધી રીસ. ૯૩

## શ્લોક

પ્રશ્ન—વસ્ત્રાકાર સમાકારં, પુરૂષ નામ ત્રિઅક્ષરં;
આદે 'का' ને અંતે 'ळ', જે જાણે તે પંડિતા. ૯૪

## દોહરો.

ઉત્તર—કાગળ કહ્યા તમે કોડથી, તે મેં જુગતે જાણ;
ડાહી વાત કો'ડાહ્યરા, (જે) પંચ કરે પરમાણ. ૯૫
પ્રશ્ન-શીંગસહિત જે જન્મીઓ, જોબનમાં શીંગ જાય;
જોબન પીટી વૃદ્ધ થયો, શીંગ ફરીને થાય. ૯૬
ઉત્તર—વાત ગમી વનિતા કહે, અધનતણો તું ઇંદ્ર;
શીંગ સહિત જે જનમીઓ, ચતુર બીજનો ચંદ્ર ૯૭

## ચોપાયા.

પ્રશ્ન-આદ્યક્ષર વણ જગજીવાડણ, અંત્યાક્ષરવણ મીઠું;
મધ્યાક્ષરવણ સહુ સંહારણ, તે મેં નજરે દીઠું. ૯૮

## દોહરો

ઉત્તર-કામની કે' કાજળ કહ્યું, મુજને લાગ્યું મીઠ;
મૃગનેણીના નેણમાં, ડા'પણ જોતાં દીઠ. ૯૯

प्रश्न—बाला था तब सबकु भाया,
बडा हुआ जब काम न आया;
मे कह दीया वाका नाम,
को' पंडित के छोडो गाम. १००

उत्तर— मे—मेह—मेघ.

छप्पो.

प्रश्न—लोह समारे कवन, जोग मिल क्या कहि सज्जन
कवन खंध लिय भार, विनता बर कैसे रंजन;
बडो बैरि कहां रखे, शुभ रसोइ को रंधाहि;
आखी श्री कहां जरे, प्रज्ञ पामी क्यों बंधाहि;
अष्ट प्रश्न पूछत अधिक, आद्यक्षर की लइ अबे;
तब कवि सामळदास कह, 'हार' भोलि उत्तर सबे. १०१

दुहा.

उत्तर—लोहार जोहार कहार कह, विहार बहार सुहार;
आंहार एतों सप्तमा, अष्टम नाँव प्रहार. १०२

छपो.

कनक दान दिय कवन, महा दुःख कौन कहावे;
परम सुख दिन कवन, घनो दुःख रवि किम पावे;
तनक तुच्छ सो कहा, चतुर्भुजको क्या चाहे;
हरखे कौन सुन राग, धरे कुन सब उरमांहे;
पंडित जानके पूछियो, आद्यको इक अछर लियो;

तब कवि सामळदास कह, 'रण' एहि उत्तर दियो. १०३

दुहा.

करण मरण परण धरण, तरण चरण चित्त होय;
हरण धरण ए अष्टमा कवि कह बूजत कोय. १०४

छपय्य.

नदीमें मूकिय नाव, दूध महिषीको दोवो;
इक्षु छोल चबाओ, पढाओ मिना मुख मो'वो;
काजर ओपाओ आंख, साख आंबेकी दीजे;
इश्वरको गुन गाओ, मधको मूल करी लीजे;
यही अष्ट पटराणियां, कथन कृष्ण आगु कियो;
सामळ कहे यह 'पारी नाहि', कृष्ण उत्तर ऐसो दियो. १०५

दुहा.

उ-तर—'पारीनाहि' ऐसो कियो, ठीक बनाइ ठाठ;
उत्तर इक समजी सबें, पृथक् पृथक् सब आठ. १०६

## छपय-

दाखुं कहां दिदार. घनो दुःख कौन अवस्ता;
काजनको तजुं संग, तृप्ति पितृ कौन रस्ता;
सरस अग्नि कुन आंच, अतिशै जर कुन पावै;
जग्न जोख करै कवन, भाव सहु शिर को नांवै,
पूछत अष्ट पटरानियां, कृष्ण के आद्य अच्छर लियो;
[1]रपण समजो सब सुंदरी, कवि सामल ऐसो कियो. १०७
कागद सम करु कहाय, जाहु करी पुन्य पामे;
नारी नीच कुन कहाय, चाह चित ठर कुन ठामे;
दाखुं कौनको वदन, खात खेत क्या पूरण;
पारख नाच कुन राग, गात्रमैं क्या चूरण;
कनैया ज्युं प्रति कामिनी, अष्टम एहि पूछत अबे;
आद्यछर [2]उत्तर कहो, कवि सामल समजो सबे.

## दुहा- १०८

प्रश्न—पियु तो परसु कहे चलो, परसु अटक्यो मन;
परसु पियु परसी नहि, तो परसु अपनो तन. १०९

---

૧ દરપણુ, ધડપણ, કરપણુ, તરપણુ, સરપણ, અરપણુ, જ-પણુ, ભરપણુ. ૨ ઉાતર, ભાતર, નાતર, ચાતર, દાતર (દાતાર), ઘાતર, પાતર, ગાતર.

ઉત્તર—વાંક લખું એ રેંણિયે, સ્વામીને દીધી શીખ;
પ્રાણ દેહ બક્ષુ તુને, બુદ્ધથકી એ બીક. ૧૧૦
પ્રશ્ન—વર્ણ પાણીએ નીપજે, સકળ વસ્તમાં સાર;
માન વધારણ માનવી, સુણ બ્રાહ્મણ દાતાર. ૧૧૧
ઉત્તર—વિપ્ર તમે વસ્તર કહ્યાં, અવર કહો કંઇ કેણ;
વર્ણ નીપજે પાણીએ, વધ્યા તમે એ વેણ. ૧૧૨
પ્રશ્ન—ચતુરા ચંચલ ચાલતી, થાકી ગઈ કો દીશ;
પાછી લાગી દોડવા જ્યારે છેદું શીશ. ૧૧૩
ઉત્તર—લક્ષણવંત લેખણ કહી. થાકી (તે)ભાગી ચંચ;
શીશ કટે સમી થઇ, પરમાણી કહે પંચ. ૧૧૪
પ્રશ્ન—જીવ વિનાનું જાનવર, દો મુખ પ્રત્યક્ષ દીઠ;
પીઠ ખવરાવી પીટીએ (તો)બોલે મધુરૂં મીઠ. ૧૧૫
ઉત્તર—મે'તા તમે મૃદંગ કહી શોભે માનુની સાચ;
સાખ કહો કો શાસ્ત્રની,વિદ્યા વાણી વાચ. ૧૧૬

છપ્પો

પ્રશ્ન—ચાર ચાર મુખના ચાર. પુરૂષ પરાક્રમી પરખ્યા;
નહિ કો ઉંચ કે નીચ સરવ જન રૂપે સરખા;
ચાર વચ્ચે બે નાર, પ્રીત ઘણેથી પરણ્યા;
નપુંસક બે તન, આઠ એ વેગે વરણ્યા;

અળગો થાય એક આઠમાં, તો સાતે જણ નહી કામના;
એક થાય આઠે જણા, કહો અક્ષર એ નામના. ૧૧૭

દોહરો

ઉત્તર—પલંગ કહ્યો પંડિત તમે, ઇસો બે પાયા ચાર;
અર્ભક નપુંસક બે ઉપળાં, સુખ સઘળામાં સાર. ૧૧૮

છપ્પો.

પ્રશ્ન—નામ જોતામાં નાર, અંત્રિક્ષ અવનિપર સાંધી.
વિના ગુન્હે વણ વાંક, રહે લોહ પાશે બાંધી;
માનવ જણ બેચાર, ચઢી હૃદયા પર બેસે,
આવી પાછી જાય, ફરી ઠેકાણે પેસે;
ચીસો નાખે ચોમુખે, દયાન આણે કો દેહમાં;
પંડિત હશે તે પારખે, નર નારીના નેહમાં. ૧૧૯

દોહરો.

ઉત્તર—સાબાશ વિપ્ર સલક્ષણા, કહ્યું તમ મોટમ માટ;
તમો કહ્યું અમો લહ્યું, ખાંતે હિંદોળા ખાટ. ૧૨૦

છપ્પો.

પ્રશ્ન—પક્ષી ટોળું પ્રૌઢ, ઉડતું અંત્રિક્ષથી આવ્યું;

વનુમાં વડ ગંભીર, વૃક્ષ તે મનમાં ભાવ્યું;
અકેક પાંદડે એક, પક્ષી બુદ્ધિથી બેઠાં;
વધ્યું પક્ષી ત્યાં એક, સઉ ચિંતામાં પેઠાં;
ફરી બેઠાં એક પર બે જણાં, પત્ર એક વાધ્યું કહું.
તવ કહો પત્ર એ કેટલાં, કેટલાં પક્ષી છે સહુ. ૧૨૧

## દોહરો.

ઉત્તર—પ્રમદા કે મેં પારખ્યું, કથન સંભળાવું કર્ણ;
ચતુર પક્ષી એ ચાર છે, વડે પાંદડાં ત્રણ. ૧૨૨

## છપો.

પ્રશ્ન—વાટ જતાં જણ બે, એક મરદ એક મેરી;
એક આંબાનું વૃક્ષ, તે તળે અગણિત કેરી;
બે જણ વાળી ગાંડ, તહીં તે બાળા બોલે;
તમ પાસે બે ભાગ, મુજ ઈક ભાગને તોલે;
એક તુજમાંથી પડી જડી, તે મેં કીધો છે છતી;
સરખી થઇ તે સહેજમાં, કહો કેરી કેટલી હતી. ૧૨૩

## દોહરો.

ઉત્તર—છત જોતામાં છો હતી, એકે બાંધી ચાર;

એક જડચે ત્રણ ત્રણ થઈ, પંડિત કરો વિસ્તાર. ૧૨૪

છપ્પો

પ્રશ્ન--પક્ષી ટોળાં બેય, તે ઊડતાં આકાશે;
ચંપક વનમાં તેહ, ગયાં'તાં પરિમળ વાસે;
બોલ્યું તેમાંથી એક, આપણુ સહુ વનમાં રહીએ;
તમમાંથી અમમાં એક, આવો તો સરખાં થાઈએ;
ત્યાં બીજું ટોળુ બોલિયું, એક અમમાં આવો તમો;
તો થઈએ તમથી બે ઘણાં, કેટલાં પક્ષી પૂછું અમો. ૧૨૫

દોહરો.

ઉત્તર—એ વાતમાં સંદે' કશો, શાસ્ત્ર સાખ દે સાચ;
બાર હતાં તે બગલડાં, એક સાત એક પાંચ. ૧૨૬

છપ્પો.

પ્રશ્ન—મિત્ર હતા જણ બેય, તેહ કે' રમવા જાવું;
એકે સવાશેર, ખાંતથી લીધું ખાવું;
બીજે પોણોશેર, ત્રીજો જણ તેમાં જમિયો;
પૈસા આપી વીસ, રાજી થઇ તે તો રમિયો;
વીસ પૈસા એ વેંચવા, તે તો કૌતક સારખું;
સામળ કહે સમજુ ખરો, પંડિત તેણે પારખ્યું. ૧૨૭

દોહરો.

ઉત્તર—સવાશેરવાળે સાડાસત્તર, વાજબી લીધા વઢી;
પોણાશેરવાળે કહ્યું, આપ ભાઈ મુજને અઢી. ૧૨૮

છપ્પો.

પ્રશ્ન—ગુણવંત ગોળાકાર, પુરૂષ અમૃતનો ભરિયો;
સ્ત્રીઓ સહસ્ત્ર દશવીશ, કબુલ તે નરને કરિયો;
નર પાસે જાય નાર, તેહ દુઃખ તેને દેછે;
અહોનિશ આઠે જામ, અધરરસ તેનો લે છે;
તેહ પુરૂષને મારતાં, પાપ ઘણેરૂં થાય છે;
સામળ કહે ઉંચ નીચ જન, રૂધિર માંસ તેનું ખાયછે.૧૨૯

દોહરો.

ઉત્તર—મધપૂડો કહ્યો મુખે, જુવો વિચારી જાણ;
અકલવંત એ ઓળખે, પંચ કરે પરમાણ. ૧૩૦

છપ્પો.

પ્રશ્ન—એક રાયને ઘેર, ઘણા હાથીને ઘોડા;
ઊંટાં હતાં અનેક, બીજા સાથી સુજોડા;
અઢી મણ હાથી ખાય,ઊંટ મણ દોઢ ભણીજે;

પાંચશેર ખાય અશ્વ, ગુણ તેહના ગણીજે;
એમ સામણ દાણા નિત્ય વરે, સા જનાવર સાથીઆં;
કેટલાં અશ્વ ને ઊંટ છે, સામળ કહે કેત્તા હાથિયા. ૧૩૧

દોહરા.

ઉત્તર—અડતાળીશ તો અશ્વ છે, છતે ઊંટ છત્રીશ;
સોળ શોભેજ હાથિયા, હૃદે મા કરશો રીસ. ૧૩૨
ત્યારે વિપ્ર વાણી વદે, વિનતા કરો વિચાર;
જો જો ચિત્તમાં ચૂકતાં, નીચ બુદ્ધિ છો નાર. ૧૩૩
રીસ કરી રામા હૃદે, વદે વનિતા વાણ;
સંતાપો સાચા થકી, પંડિત છો કે પાં'ણ. ૧૩૪
ભામની કે' સુણ્ય બ્રાહ્મણા, મુજને ગણી દેખાડય;
ભૂલી હું તો ભાંડજે, (નહિતર) શીદ વધારે રાઢ. ૧૩૫
ભૂલ્યા ભારે ભારથી, ભૂલે બ્રહ્મા ભેદ;
નારી ભણવી ભૂલે નહિ, એ તો વાણી વેદ. ૧૩૬
ચીઠી લખી એક ચતુર નર, પરઠી પડદા માંય;
તું હૈયાફૂટી વાંચજે, (તે) તરૂણી ખીજી ત્યાંય. ૧૩૭
ઉત્તર—પૂરણ ઉંટ પંચાવનાં, મોઢા હાથી પાંચ;
ચાળિસ અશ્વ અસિ આપતા, શામા એ તો સાચ. ૧૩૮
કર વિચાર મન કોઢીઆ, કોણ સાચું કોણ જૂઠ;

પૂછ ત્રાહિત ત્રીજે જણે, શું અટક બોલે ઉંટ. ૧૩૯
કામની કહે સુણ્ય કોઢીઆ, ગુરૂ બોલ્યો તું અંધ;
કોણ નિશ્ચે જૂઠું ખરૂં, ધારેછે શું ધંધ. ૧૪૦
પ્રેમદા મન પરમાણિયું, કપટ કર્યું મુજ તાત;
હું અંધ એ કોઢીઓ, વિપરીત દીસે વાત. ૧૪૧
શાકેણુ કહેછે સેજમાં, એ તો મહાઉત્પાત;
પ્રપંચ પાટા બાંધિયા, એ તો મારે તાત. ૧૪૨
પુરૂષચરિત્ર પ્રમાણિયું, ભમાવવા તે ભૂપ;
શકે પુરૂષમાં ગુણ ઘણો, (કે) શકે છે રૂડું રૂપ. ૧૪૩
પાસે પુત્ર પ્રધાનનો, કાયા દુજે કામ;
મદન રૂપ મદન સમો, મદનસેન છે નામ. ૧૪૪
તે બોલ્યો તરતીબ તર, સાચાં છો બે સર્વ;
લેખું બેનું લાખણું, ફોગટ એ શો ગર્વ. ૧૪૫
પાછો પટ કર્યો પ્રેમદા, દીઠું દેવ દરશન;
મોહ પામી મન મોહના, પૂરણ થઇ પરસન. ૧૪૬
વરૂણ વાયુ. કુબેરવત, અવનવો દીસે ઈંદ્ર;
ગ્રહગણ તારા દેવતા, કે રવિ રાજા ચંદ્ર. ૧૪૭
પ્રધાનતણો સુત પાટવી, મદન નામ મકરંદ;
વદન પંકજ વરણાગીઓ કંદર્પ આનંદકંદ. ૧૪૮
દમયંતી નળથી દશ ઘણો, માધવાનળથી મેર;

રોહિણીપતિવત રૂડલો, સાચો જૈનો શેર. ૧૪૯
બત્રીશ લક્ષણુ બુધનિધિ, ચૌદ વિદ્યાગુણ જાણ;
કળા બોતેરી કામવત, પંડિત પૂર પ્રમાણ. ૧૫૦
નિર્મળનેત્રે નિરખીઓ ધારણ નવ રહી ધીર;
કુંદન હીરામાં જડ્યું, ભળી સાકરમાં ક્ષીર. ૧૫૧
સમરી મન શિવશકિતને, સમર્યા સીતા રામ;
આ વર આપો અંબિકા, નિત્યનિત્ય જપીએ નામ. ૧૫૨
પ્રીતે પૂજું ગોરને, કરૂં ઘણાં નવરાત્ર;
આપે આવું આરાસુરી, જગન કરૂં હું જાત્ર. ૧૫૩
પ્રીતે પ્રતિજ્ઞા કરી, સમરી મનથી માત;
એ વિણુ પુરૂષ પૃથ્વી વિષે, મારે તાત ને ભ્રાત. ૧૫૪
જન્મ જન્મનો તું ધણી, જન્મ જન્મ હું નાર;
આરાધી એમ અંબિકા, વિનવે વારંવાર. ૧૫૫
પગે પડી પંડિતતણે, હું છું તારી રાંક;
ટુંકારા તમને કર્યા, (તે) ક્ષમા કરો મુજ વાંક. ૧૫૬
તું મારે બ્રહ્મા સમો, કે તું વિષ્ણુ વેદ;
વીતક વાત કહું અમો, ભ્રાંત ન રાખું ભેદ. ૧૫૭
પિતા મારે પ્રપંચ કર્યો, કહ્યો તમ કાયા કોઢ;
એવી અંધ કૂડી મુજને, જુગતા જુગતી જોડ. ૧૫૮
પંડિત કહે પુત્રી સુણો, હું ગુરૂ તુજ તાત;

ડાહી શિષ્યા તું દીકરી, વેદ વચન વિખ્યાત. ૧૫૯
અંતરથી કહો આગન્યા, જે હોય મનનું કાજ;
શિવઆજ્ઞા સાચું કહો, લેશ મા ધરશો લાજ. ૧૬૦
વરત્યું મેં મન તાહરૂં, તું જોબનવંતી જાણ;
અનંગ પ્રવેશ છે અંગમાં, પરવશ છે તુજ પ્રાણ. ૧૬૧
તે મન મૂકી મને કહો, તજી લાજ મરજાદ;
ઈશ્વિર આણુ એ વાતમાં, કો' મન આણી ઉલ્લાદ. ૧૬૨
કર જોડી કે' કામની, ખોળે મૂકી શીશ;
સૂર્યચંદ્ર બે સાખીઆ, વચમાં આણ્યા ઈશ. ૧૬૩
પુત્ર એક પરધાનનો, મદનસેન મહામૂલ્ય;
સોળ વર્ષ સલક્ષણો, ત્રિલોકમાં નહિ તુલ્ય. ૧૬૪
નિરખ્યો તે નેહે કરી, ચાતુર ચતુરસુજાણ;
પૃથ્વીપતિથી પાંચ ઘણો, સામુદ્રિક એંધાણ. ૧૬૫
પંચ લઘુ પંચ દીર્ઘ છે, પંચ ઉન્નત પંચ રક્ત;
દીર્ઘ બાહુ દીર્ઘ કપોળ છે, અમૃત વાણી યુકત. ૧૬૬
કર્ણ પર્યંત બે નેત્ર છે, દંત દાડિમ બત્રીશ;
અધર રકત અતિ ઓપતા, કેશ સોરંગી શીશ. ૧૬૭
કનિષ્ઠિકા આદે તર્જની, આડે રેખા હોય;
ધારણ ધન રેખાતણી, કળી શકે નહિ કોય. ૧૬૮
અનામિકા મધ્યમા વિષે, ઉર્ધ્વ રેખા બળવંત;

તે પાછળ જે જાગતી, જશરેખા જશવંત. ૧૬૯
હથેળી વચ્ચે હાથિયો, સાથિયો છે સરદાર;
તે જોડે ત્રિશૂળ છે, દેશપતિ દાતાર. ૧૭૦
અંગૂઠાના અગ્રમાં, જવ લક્ષણ જશરૂપ;
અંકુશ છે તે આગળે, ભારે કર્મનો ભૂપ. ૧૭૧
પોંચાકેરે પાછળે, મણિબંધની માળ;
મત્સ્યાકાર છે મોવરે, (તે) ભોગીમો ભૂપાળ. ૧૭૨
શકટાકાર છે શ્રીમુખે, અશ્વાકાર અનૂપ;
ધ્વજાકાર જે ધેનુમાં, રાજતેજ મહારૂપ. ૧૭૩
વીસવશા વેઢા વચ્ચે, સમ આકારે ચંદ્ર;
ધર્માકાર ધરમતણો, અવતારી કોઇ ઈંદ્ર. ૧૭૪
મણિપુરથી અંગુઠડે, શોભે રેખ સંતાન;
ભળી ભાગ્ય રેખા તળે, અકલતણું અનુમાન. ૧૭૫
સ્ત્રીરેખા છે શોભતી, ભક્તિરેખા ભરપુર;
મુક્તિરેખા છે મા'લતી ન્યાવટરેખા નૂર. ૧૭૬
જાત્રરેખા છે જાગતી, સત્યરેખા છે સાર;
કૂર્મચક્ર છે કર વિષે, (તે) દેવાંશી દાતાર. ૧૭૭
મારા માતપિતા તમો, મિત્ર સ્વજન મોસાળ;
મનમાં શું માગું અમો, તમો કરો પ્રતિપાળ. ૧૭૮
સાંભળે સુત પ્રધાનનો, પંડિત બેઠો પાસ;

લાજ મરજાદ તજી કહું, પૂરો મનની આશ. ૧૭૯
પ્રતિજ્ઞા મેં તો એ કરી, અધિક સમથી આપ;
પુરૂષ બીજા પૃથ્વીવિષે, મારે ભાઇ ને બાપ. ૧૮૦
એ મદન ને હું મોહના, આજ મેળાપજ હોય;
શતજન્મ નો સ્વામી તું, પરણ્યાં પેટજ માંય. ૧૮૧
ઘેર ગાંધર્વ વિવાહ કરી, પરણાવો તમો પ્રીત;
બીજો કો જાણે નહિ, તે તો રૂડી રીત. ૧૮૨
પ્રધાનતણો સુત પ્રીછીઓ, કામની કૂડું કીધ;
વગર વાંકે માહરો, લાગેણો જીવ લીધ. ૧૮૩
એ તો છાનું કયમ રહે, બ્રહ્માંડ જેવડો ભાર;
મોત આવ્યું માથા પરે, નિશ્ચે એ નિરધાર. ૧૮૪
જગત બાધું જાણશે, વિશ્વ કાઢશે વાંક;
અણઘટતું કેમ કીજીએ, તું રાજા હું રાંક. ૧૮૫
પ્રધાનવટું પિતાતણું, જીવ સહિત તે જાય;
સ્વજન સૌને દે શૂળીએ, લક્ષ્મી બાધી લુંટાય. ૧૮૬
જીભ કઢાવે તાળવે, મારે મો'કમ માર;
ફટ ફટ ફટ સહુ કો કરે, કે'શે સર્વ ગમાર. ૧૮૭
માર પડે મુજ તાતને, તપેશ મારો તાંત;
પેટ પડયો કહે પા'ણીઓ, વિશ્વ બધે વિખ્યાત. ૧૮૮
(કે'શે) અંગારો એ અર્ભકો, કુળબોળણ એ કાગ;

દુઃખ દીધું દુશ્મન થઇ, રૂડો નહિ એ રાગ. ૧૮૯
કર જોડી કુંવરી આગળે, કે' એ શું બોલ્યાં બોલ;
કિંકર જનને કંથ કો', (એ) તરૂણી નહિ તમ તોલ. ૧૯૦
પામરના પામર અમો, સેવકના સેવક સત્ય;
કિંકરના કિંકર અમો, ગુણુહીણુ અમારી ગત્ય. ૧૯૧
કોડી કોડી કોસીરિયા, લાલચી લોભી, લંડ;
હીંગ મરીના તોળીઆ, પ્રીછવીએ પાખંડ. ૧૯૨
રાવળી ગત શી જાણીએ, રાજવીઆંની રીત;
તમને કરવી નવ ઘટે, પામર સાથે પ્રીત. ૧૯૩
લાજ જશે લક્ષ લોકમાં, કામની ખોશો કાર;
ગુણહીણાં થાશો ઘણાં, કે'શે લોક ગમાર. ૧૯૪
ચતુર નહિ એ ચંતની, ચેતરનામ ચરિત્ર;
નીચ બુદ્ધિ નારીતણી પ્રમદા નહિ પવિત્ર. ૧૯૫
મુજમાં શું દીઠું માનુની, હું મૂરખ, ગુણહીન;
પરવશ ચાકર પામરો, દેહ દામણો દીન. ૧૯૬
વણિક તે શી વરણમાં, વાણિકમાં શો વિવેક;
કાકો કોસરીઆતણો, (તે) જાણો એકેએક. ૧૯૭
તું રૂપે રંભા રાજવી, સુખપાલે સોહંત,
અમૃત ભોજન ઇચ્છા થકી, મા' માને મોહંત. ૧૯૮
ચટકુળ પે'રે પંચવર્ણા, સજે સોળ શણગાર;

હીંચો હીંદોળાખાટ પેર, અલખત અપરંપાર. ૧૯૯
તાંબૂલ ત્રિવિધતણાં, ખાન પાન સુખ સાન;
રાગ રંગ રંજીતમાં, મોહિત મન મે'રાણ. ૨૦૦
મોટી મોહના તું મહત, મોટમ પદવી માન;
ખાસા ખેલ ખાંતે કરી, રાગ રંગનું તાન. ૨૦૧
અમો મા'જન મજુરીઆ, ખુડધાનના ખાનાર;
ખાંધે લીજીએ કોથળો, ભરી ઉપાડું ભાર. ૨૦૨
અમો જાણુતા ડાહ્યરી, પણ ગુણ હીણગુમાર;
કબુલ કરોછો કિંકરો, મૂરખની સરદાર. ૨૦૩
હું અજ ને ગજરાજ તું, તું સિંહ ને હું શિયાળ;
તું નાગ હું અળસિયું, તું અરણવ હું ખાળ. ૨૦૪
તું હીરો હું કાચ કો, તું જાણ હું અજાણ;
તું કંચન હું કથીર છું, ઓળખ એ એંધાણ. ૨૦૫
એમ કહીને ઊઠીઓ, હૃદે ધરીને રીસ;
બાંય ગ્રહી બેસાડીઓ, ખોળે મેલ્યું શીશ. ૨૦૬
જો તું મુજને વરે નહિ, ( તો ) પાડું મારો પ્રાણ;
સ્રીહત્યા કયાં છૂટશો, હશે તુજને હાણ. ૨૦૭
દંતૂશલ હસ્તીતણા, નિકળ્યા નવ પેસંત;
શૂરા ઉઠયા સામદ થઈ, બળહીણ થઈ બેસંત? ૨૦૮
પંડિત કહે સુણય પ્રેમદા, કથા સંભળાવું કર્ણ;

એહ વાત કર્યાથકી, તન ખોશું જન ત્રણ. ૨૦૯
જે ઘડીએ એ મર્મને, તાત જાણશે તર્ત;
તારૂં મારૂં એહનું, માથે લખિયું મર્ત. ૨૧૦
ગુન્હો નહિ એ ગુજરે, હૃદે છોડે નહિ રીસ;
શેર વચ્ચે સૌ દેખતાં, સદ્ય છેદાવે શીશ. ૨૧૧
તું કેજે તારા તાતને, હું હોંકારો દેશ;
જયમ ત્યમ કરી ઠરાવશું, તો તું લાવા લેશ. ૨૧૨
વાયસ વિમળ હોય નહિ, મહીપતિ નો'યે મિત્ર;
જુગટું જૂઠા વિણ નહિ, ચતુરા સુણ્ય ચરિત્ર. ૨૧૩
રાય રૂઠયા દીઠા નથી, નથી દીઠા વકર્યા વાઘ;
અકળાયા અહિ દીઠા નથી, લેશ જડે નહિ લાગ. ૨૧૪
મહીંપતિ મંત્રી નવ ગણે, નવ ગણે પુણ્ય કે પાપ;
દાવ કરે ઘડી એકમાં, (તે) વેદ પુરાણે છાપ. ૨૧૫
વણીક તાત થાશે વાંઝીઓ, વનિતા જોશે વાટ,;
તમો બાળક થઇ છૂટશો, અંતર નહિ ઉચ્ચાટ. ૨૧૬
વીસ વશા વનિતા વદે, વિપ્ર સાંભળો વાણ;
કરૂં પ્રતિજ્ઞા તે સુણો, જુગત કરીને જાણ. ૨૧૭
સૂર્ય ચંદ્ર બે સાખિયા, વચમાં ઇશ્વર આપ;
જો તમ મુએ જીવું અમો, (તો) પ્રલ્લેકાળનું પાપ. ૨૧૮
એવા એક કરોડ સમ, કીધા કામની કાજ;
તન મન ધન ખોલી કહ્યું, લેશ ન રાખી લાજ. ૨૧૯

પ્રધાન સુત કે' પદ્મની. સહસા ન કીજે કામ,
ધીરે ધીરે ધારીએ, તો તો રીઝે રામ. ૨૨૦
અણસમજુ ઉતાવળું, કામ ન કીજે કોય,
સીંચે માળી સો ઘણાં, પણ રત વિણ ફળ નવ હોય. ૨૨૧
કહું વાત તે ઉપરે, જો છો ચતુરસુજાણ,
શાસ્ત્ર સાખ પૂરે સદા, પંચ કરે પરમાણ. ૨૨૨

# દૃષ્ટાન્ત ૧ લું.

## ચોપાઈ.

ગોકુળ પુંર ગુણવંતુ ગામ, નરેંદ્રપાળ રાજાનું નામ;
સત્યવાદી શૂરો કે'વાય, બાંધી ધર્મતણી ધજાય. ૨૨૩
વર્ણ અરાઢે વાસો વસે, ધર્મ માર્ગ ઉપર સહુ ધસે;
વિપ્ર વિદ્યાવંત વિવેક, શાસ્ત્રતણા જાણે છે નેક. ૨૨૪
રહેતા ગોકુળીઆ ગામમાં, ન્યાયશાસ્તતણા નામમાં;
દેવેશ્વર દ્વિજ દેવ સ્વરૂપ, બ્રાહ્મણ બ્રહ્મવિદ્યાનો ભૂપ. ૨૨૫
ભણ્યો ગણ્યો સંતોખી સુખી, દામ નહિ ગાંઠે તે દુઃખી;
નિર્મળ કુળની નિર્મળ નાર, પવિત્ર ધર્મ પાળે આચાર. ૨૨૬
કંથ પોતાનો છે તે કવિ, નિત્ય નિત્ય વાતો જોડે નવી,
પેર પેર પારખે પુરાણ, મોટમ વિદ્યાનો મે'રાણ. ૨૨૭

કોને નવ જાચવાને જાય, જેવું કર્મ લખ્યું તે ખાય.

### દોહરા.

નારી બોલી નેહશું, સાંભળ પંડીતરાય;
વિદ્યા બાળ્ય તું તાહરી, કહું મૂકી લજ્જાય. ૨૨૮
ભાત ભાત વિદ્યા ભણ્યો, ઘરમાં વેઠે દુઃખ,
બાળ્ય વિદ્યા તું તાહરી, દામે નહિ તે દુઃખ. ૨૨૯

### છપ્પા.

જેની ગાંઠે ગરથ, તેહ બહુ વિદ્યા ભણિયો;
જેની ગાંઠે ગરથ, તેહ નહિ કોનો રણિયો;
જેની ગાંઠે ગરથ, તેહ પંડિતમાં પૂરો;
જેની ગાંઠે ગરથ, તેહ સામદમાં શૂરો;
વળિ જેની ગાંઠે ગરથ છે, પરાક્રમી પૂરો જાણવો;
વિદ્યાવંત દરિદ્રી તો, પંડિત નહિ પ્રમાણવો. ૨૩૦
વિદ્યા ન મૂકાયે હાટ, ઘરેણું નવ ઘડાયે;
વિદ્યા વસ્ત્ર ન વણાય, વિદ્યા ચૂલે ન ચડાયે;
વિદ્યા નવ ખાયે લોટ, વિદ્યા નવ ભાગે ભૂખ;
વિદ્યા પાટો ન બંધાય, વિદ્યાથી ન જાયે દુઃખ;
વળિ વિદ્યાથી વધુ રહે નહિ, વિદ્યા ન પીવાયે પાણીએ;
જો દારિદ્ર વેઠે ડાહ્યા થઈ, સામળ કહે મૂરખ જાણીએ. ૨૩૧

વિનતા નવ પામે વસ્ત્ર, તનુજ નવ પામે ટોપી;
ન્યાત નવ પામે રીત, લાજ મરજાદા લોપી;
પિતૃ નવ પામે પિંડ, શરીર નવ પામે સેવા;
સ્ત્રી નવ પામે શણુગાર, દાન નવ પામે દેવા;
વળી ભૂખે બાળક તો ભરભડે, દિવસ ધાન્ય નહિ દેહની
સહુ શાણા સમજુ સમજજો, વિદ્યા બાળ્ય તું તેહની. ૨૩૨
વિદ્યા ભણીઓ જેહ, તેહ ઘેર વૈભવ રૂડો;
વિદ્યા ભણીઓ જેહ, કામની કંચનચૂડો;
વિદ્યા ભણીઓ જેહ, તેહ સદાવ્રત આપે;
વિદ્યા ભણીઓ જેહ, કષ્ટ પિયારાં કાપે:
વળિ વિદ્યા ભણીઓ જેહ જન, સકળ કળા ગુણ સારખા
કવિ સામળ કહે બીજા બાપડા, પા'ણ સરીખા પારખ્યા. ૨૩૩
વિદ્યાવંત વિદેશે જાય, તેહ તો વિદ્યા શાની;
નગુણાના ગુણ જાય. તેહ કહો રીતો કોની;
વિદ્યાવંત થાય દરિદ્ર, દીન થઇ માનજ માગે;
તે વિદ્યામાં વાટપ, પ્રીત વણ પાયે લાગે;
જો અતિ દુઃખ પામે અર્ભકો, વનિતા ન પામે વીટી છલો;
કવિ સામળ કહે સ્ત્રીને મને, ભરથાર મૂર્ખ તેથી ભલો. ૨૩૪

દોહરા.

અર્ભકો લાગ્યો ચતુર નર, સુણી ચંતની ચરિત્ર,

કવિરાજ તે કાળિ સમો, પંડિત પૂર્ણ પવિત્ર. ૨૩૫
મૂરખ છે તું માનનિ, વિવેક ન જાણે વર્ત;
પંડિત જીવતો જાણવો, મૂર્ખ જાણવો મર્ત. ૨૩૬

## છપો.

વિદ્યા આગળ લાછ, રહે છે નિત કરજોડી;
વિદ્યા આગળ લાછ, હીંડે છે આઘું ઓઢી;
વિદ્યા આગળ લાછ, પાય નમે છે પાસી;
વિદ્યા આગળ લાછ, દીનપણે છે દાસી;
સદ્‌વિદ્યા છે શિરોમણિ, સદ્‌વિદ્યા ત્યાં ધન કશું;
સામળ કહે સદ્‌વિદ્યા વિના, પામરજન પ્રૌઢા પશું. ૨૩૭

## દોહરા.

કામની તું કાં કળકળે, કૂડા ધનને કાજ;
આ શ્લોક વેચ એક સુંદરી, રામા ભોગવ રાજ. ૨૩૮
(એક) લેખ લખીને આપિયો, હેતે નારી હાથ;
ચતુરા વેચ ચૌટે જઈ, કો શ્રીમંતને સાથ. ૨૩૯
સવાલાખ ટકા સહી, દે તુજને જે દામ;
ગર્થ લઈ ઘેર આવજે, કામની કરી શુભ કામ. ૨૪૦
ચતુરા ચાલી ચૌટડે, કાગળ છે કર માંય;

દાણી દીપચંદશાતણો, તન એક આવ્યો ત્યાંય. ૨૪૧
સોળ વર્ષ સલક્ષણો, સકળ કળાસમેત;
દીઠો કાગળ કર કામની, હૈડે પ્રગટ્યું હેત. ૨૪૨
વાંચી જોયો વાણિયે, રૂડો માન્યે અર્થ;
શામાને કે' શેઠીઆ, લિયે ગણીને ગર્થ. ૨૪૩

છપ્પા.

સહસા ન કરે કામ, હોય જે દિલનો ડાહ્યો;
સહસા ન કરે કામ, તેહ નવ જાયે વાહ્યો;
સહસા ન કરે કામ, હોય જે પંડિત પૂરો;
સહસા ન કરે કામ, હોય સત્યવાદી શૂરો;
વળી સહસા કામ કરે નહિ, તે જશવંતા જાણીઆ;
કવિ સામળ કામ સહસા કરે, પંડિત નહિ તે પા'ણીઆ. ૨૪૪
સહસા કામ કરનાર, કોઈ દિન શીશ કટાવે;
સહસા કામ કરનાર, માન મરજાદ મટાવે;
સહસા કરે જે કામ, જર જોતામાં ખોયે;
સહસા કરે જે કામ, સુખ તેને નવ હોયે;
વળિ સહસા કામ કરનારને, દુઃખ દાવાદળ આવી અડે;
સામળ કે' સહસા કામ કર્યાથકી, વિમાસણ પિંડમાં પડે. ૨૫૪

ચોપાઈ.

વણિક પુત્રે વારૂ વાંચિયું, શાસ્ત્રસાખથી તે સાંચિયું;

ગણીને આપ્યો તેને દામ, કામની કે' "થયું મુજ' કામ. ૨૪૬
પંડિત પાસે આવી તેહ, શીતળ થઈ પોતાની દેહ;
શાહ શ્લોક લેઈને ગયો, પોતાને મંદિર જઈ રહ્યો. ૨૪૭
સેજ સુવાની મધ્ય મેડીએ, તે કાગળને ત્યાં ચોઢિયે;
પંદર વર્ષની પરણી નાર, સોળ વર્ષનો શાહ કુમાર. ૨૪૮
કોડે ઘેર મંગળ કાંવિયું, તે સ્રીને સીમંત આવિયું;
બાંધી રાખડી શુભ દિન સાચ, થયા મસવાડા પૂરણ પાંચ. ૨૪૯
તે દિવસે વિદેશે વા'ણ, પુર પાટણ કીધું પ્રયાણ;
પિતાને સોપ્યું ઘરસૂત્ર, પરદેશ વિષે પરવરિયો પુત્ર. ૨૫૦
ઠઠ્ઠા બખ્ખર જાવે જાય, કાળાં પાણી અર્ણવ માંય;
એહ વાત અહીંઆંથી રહી, ઘેર ઘરૂણીની શી ગતં થઈ. ૨૫૧
દિવસ પૂરા થયા દશ માસ, ઇશ્વરે પૂરી તેની આશ;
તાતથકી સવાયો તન, અંમૂલક રૂડો રાજરતન. ૨૫૨
અષાઢતણો જ્યમ વાધે મેહ, વાધે એમ દેવાંશી દેહ;
શુકલ પક્ષે જ્યમ વાધે ચંદ્ર, અર્ણવ ભરે જ્યમ વાધે ઇંદ્ર. ૨૫૩
ઉત્તરાયણ જ્યમ વાધે સુર, નર ભેટે (જ્યમ) વાધે નારી નૂર;
વાયુથી જ્યમ વાધે અગ્ન, ધૃત હોમે જ્યમ વાધે જગ્ન. ૨૫૪
વાધે એમ વણિકનો બાળ, પુત્ર પિતા કરે પ્રતિપાળ;
આભૂષણે શોભે તનતણું, રૂપ સ્વરૂપ અનુપમ ઘણું. ૨૫૫
કાને કુંડળ લોલક લોલ, લક્ષણ બત્રીશ કળા છે સોળ;

'રઢિયાળું' સુતકેરૂં રૂપ, ભારે કર્મનો ભોગી ભૂપ. ૨૫૬
તન દેખીને માતા ઠરે, અધિક હેત હૈડામાં ધરે;
હરખે વાધ્યું જોબનપણું, અતોલ તોલ છે તરૂણીતણું; ૨૫૭
વાધે રૂપ એમ અપરંપાર બુધથી વીત્યાં વર્ષજ બાર;
વિદેશ ગયાં હતાં જે વા'ણ, (તે) આવ્યાં નગર સમીપે જાણ ૨૫
અપરંપાર કમાયો ગર્થ, સર્યો વેપારીકેરો અર્થ;
કાગા પાણીકેરો માલ, નાણાવટી થયા સહુ નહાલ. ૨૫૯
છીપ્યાં વા'ણ ખરી ખાડીએ, વા'ણવટી ઉતર્યા વાડીએ.

## દોહરો.

દીપચંદ દાણીનો દીકરો, દયાળચંદ દાતાર;
(તે) ચતુર શિરોમણિ આગળો, વપુએ કર્યો વિચાર. ૨૬૦
જોઉં ચર્ચા મુજ ઘરતણી, જોઉં કુશળ ક્ષેમ;
જોઉં માતપિતા જઈ, હૈડું કરીએ હેમ. ૨૬૧
જોઉં મે'લને મેડીઓ, જોઉં વણજ વેપાર;
જોઉં ઘરૂણી ઘરસૂત્રને, જોઉં આચાર વિચાર. ૨૬૨
કટાર એક ઘરમાં લિયો, (મધ્ય)રાતે આવ્યો મે'લ;
જોયાં મંદિર માળિયાં, સઘળી શોભા સે'લ. ૨૬૩
માનુની મેડીએ ચઢયો, દીઠું ઝાકઝમાળ;
દીપક દશ દિશાથકી, ખરી ખૂબીનો ખ્યાલ. ૨૬૪

હીંચોળાખાટ હીરે જડી, પરવાળીના પ્રાટ;
ઘમકે ઘુઘરી ઘોર ઘન, સ્ફટિક મણિના ઠાઠ. ૨૬૫
અર્ભકની પાકી અંગુલિ, દેહમાં દારૂણ દુઃખ.
મસ્તક માત ખોળા વિષે, અંગુલિ માને મુખ. ૨૬૬
રામા છે રંભા સમી, ભરજોબન છે વેશ;
અંગ ઉર ઉઘાડું ઘણું, શિર છૂટા છે કેશ. ૨૬૭
જુલ્ફા છૂટા (છે) સુતતણા, ઉપમા જેવો ઈંદ્ર;
જાણે દેવ દેવાંશીઓ, જાણે શરદનો ચંદ્ર. ૨૬૮
નિદ્રાવશ બેઉ થયાં, એક એક પર હાથ;
આંગળી માના મુખ વિશે, બાંય ભરાવી બાથ. ૨૬૯
સત્તાવીસ વર્ષની સુંદરી, સત્તરની તેહ જણાય;
બાર વરસનો બેટડો, ગુણ બાવીશ ગણાય. ૨૭૦
દયાળે દીલ વિચારીયું, એ જુવતીફેરો જાર;
ભોગવે મારી ભામની, ખરો આવ્યો દિલ ખાર. ૨૭૧
માણે છે મર્દને માનુની, અધિપતિ થઈને આપ;
એ પ્રાપીને મારતાં, પલક ન બેસે પાપ. ૨૭૨
અંતરિક્ષ બારીથી ઉતર્યો, તજ્યું હૈડેથી હેજ;
હીંચે નરને નારીઓ, જ્યાં સુખસજ્જા સેજ. ૨૭૩
કાઢી કટારને કોપીઓ, મારે સુતને જેમ;
એટલે ભીંતે દીઠડો, કાગળ ચોઢ્યો તેમ. ૨૭૪

## શ્લોક.

सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् ॥
वृणुते हि विमृश्य कारिणं गुणलुब्धाः स्वयमेव संपदः॥२७५॥

શ્લોક વાંચ્યો ફરી વાણિયે, સહસા ન કરીએ કામ;
સવાલાખ ટકા મેં આપીઆ, ચોઢ્યો આણે ઠામ. ૨૭૬
સહસા કામ કરૂં નહિ, વિચાર્યું એ વ્રત;
પાછો વળિયો વાણિયો, તે વેળાએ તર્ત. ૨૭૭
બીજે દિવસે (આવ્યો) નગરમાં, વાયે ચાલી વાત;
વા'ણ વિદેશી આવિયાં, શ્રીમંત શેઠનાં સાત. ૨૭૮
સ્વજન સામું આવિયું, ગરગડિયાં નિઃસાણ;
સુંદર રથ શણગારિયો, જાણે ઉદિયો ભાણ. ૨૭૯
આગળ અબલખ અશ્વપર, પોતાકેરો પુત્ર;
કાને મુક્તાફળ કોટિનાં, શોભા વિધવિધ સૂત્ર. ૨૮૦
માંત તાત મોસાળિયાં, સગાં સહોદર સાથ;
મોતીની થાળી ભરી, શ્રીફળ લીધું હાથ. ૨૮૧
મળ્યા ભેટચા માબાપશું, તેની પાસે તન;
પિતા પુત્ર નવ ઓળખ્યો, (તે) મળ્યા મેલીને મન. ૨૮૨
પિતાને પૂછ્યું પટંતરે, આ કોણ રાજવી રૂપ;
એ કોણ જનુનીનો જણ્યો, ભારે કર્મનો ભૂપ. ૨૮૩

તાત કહે તન સાંભળો, એ છે તારો તન;
(એ) કુળદીપક કુળતારણો, આપણું તન મન ધન. ૨૮૪
પંચ મસવાડા પેટથી, (તમો) ચાલ્યા ચતુરસુજાણ;
ઈશ્વરે એ ઉછેરીઓ, ત્રુઠ્યા દિનકર ભાણ. ૨૮૫
અમૃત ઝરિયાં આંખથી, વુઠ્યા અમૃતમેહ;
અમૃત દૃષ્ટે નિરખીઓ, દિવ્ય દેવાંશી દેહ. ૨૮૬
એની પાકી છે અંગુલિ, નિદ્રા તજી દિન પાંચ;
એક ઘડી કાલે ઉંઘોઓ, શીતળ થઈને સાચ. ૨૮૭
માતામુખમાં આંગળી, પોઢચો પાસા માંય;
એને હરખજ ઉપજ્યો, તેથી આવ્યો આંય; ૨૮૮
દેવદુંદુભિ વાજતે, ઘણે હેતથી ઘેર;
નરનારી નેહે મળ્યાં, પૂછી સઘળી પેર. ૨૮૯
ખોળ કરાવી ખંતથી, જેણે લખીઓ પાડ;
સવાલાખ પે'લા આપિયા, ફરી આપ્યા લખ આઠ. ૨૯૦
ડાહ્યા દીલમાં દાખજો, જેનાં નિર્મળ નામ;
સહસાએ કરવું નહિ, રૂડું કે ભુંડું કામ. ૨૯૧
સુણય રાયની દિકરી, જો મરત એ બાળ;
હત્યા બેસત શિરપરે, આવત માથે ગાળ. ૨૯૨
વળિ સુણય રાયની દિકરી, જો છો ચતુરસુજાણ,
અણઘટતું કામ ઉતાવળું, કરવું તેહ અજાણ. ૨૯૩

દિવસ બેચાર દિલમાં રખો, વળતી કરજો વાત;
વાત વિચારી નવ કરો, (તો) થાય મહાઉ તપાત. ૨૯૪

# દૃષ્ટાંત ૨ જું.

## ચોપાઇ.

વગર વિચાર્યું કરે જો વ્રત, તો તો નિશ્ચે પામે મર્ત;
રામા પ્રત્યે કહે છે ઋખી, સુણો માનુની કહું મહાસુખી. ૨૯૫
તે ઉપર કહું એક કથા, જોગ વાત જાણું છું જથા;
દામોદરરાયતણી દિકરી, ભરજોબન તે ગરવે ભરી. ૨૯૬
કમળપુરમાં રે'તો તેહ, કહું કથા આણીને નેહ;
રઢિયાળી રામા રૂડી રૂપ, ભામની જોતાં ભારે ભૂપ. ૨૯૭
તેના વિવાહને કારણે, ઓ'ળો મંડપ રચ્યો બારણે;
દેશ દેશના આવ્યા રાય, સુરના જેવી કરી શોભાય. ૨૯૮
સુભ શણગારી છે હાથણી, ઐરાવતકેરી સાથણી;
જુવતી પોતે ઝાકઝમાળ, વારૂ કર લીધી વરમાળ. ૨૯૯
ઇચ્છાવર વરવાને તેહ, નારીને મન ઉપન્યો નેહ;
પિતા કહે પુત્રીને સાથ, સાંભળ પુત્રી મારી વાત. ૩૦૦
દેવીકેરે દે'રે જાવ, શિવ પૂજીને સુખીઆં થાવ;
પછી સભામાં આવો તમો, સુંદર વર દેખાડું અમો. ૩૦૧

ચતુર પુરૂષ કે। ચિત્તમાં ધરો, તેમાંથી ઇચ્છાવર વરો;
સખીઓ સાથ લીધી દશ વીશ, કહી વાત ચઢાવી શીશ. ૩૦૨
પૂજા કરવાને કારણે, બુધનિધાન ચાલી બારણે;
ઘેર મળ્યાછે નર નરપતિ, છેલ છતવંતા છતરપતિ. ૩૦૩
વાટે જાતાં કૌતુક હોય, કળી શકે નહિ તેને કોય;
(એક) સોદાગર ઉતર્યો વાટમાં, હરિકૃષ્ણ કેરા ઘાટમાં. ૩૦૪
અશ્વ ઊંટ વેચી આવીઆ, સોદા વેચીને ફાવીઆ;
દરશન કરેછે દે'રા માંય, એટલે તરૂણી આવી ત્યાંય. ૩૦૫
મીટે મીટ બન્નેની મળી, દીઠે દાઢ બેજણની ગળી;
નારી કે' શું તમારૂં નામ, તમો રહોછો કોણ ગામ! ૩૦૬
શો વેપાર ને શી છે જાત, નીચ ઉંચ કે શી તમ નાત?
કહે સોદાગર સુણ્ય કામની, ભોળી દીસેછે ભામની. ૩૦૭
નાત જાત શું કામ તાહરે, શું સગપણ કરવું માહરે;
પૂજન કરી પાછાં પરવરો, કરતાં હોય તે કારજ કરો. ૩૦૮
નાત જાત તો પૂછિએ ત્યાંય, વિવા'યજ્ઞ કરવો હોય જ્યાંય;
ગામ ઠામ પૂછીએ સાર, જે સાથે કરવો વે'પાર. ૩૦૯
પૂછ્યાનો શો તારે પાર, નહિ વિવાહને નહિ વે'પાર;
નીચમાં નીચ અકર્મી અમો, ઉંચમાં ઉંચ તરૂણી તમો. ૩૧૦
રંકમાં રંક અમો છું રંક, અધિપતિ તમો આડે અંક;
ડાહ્યાં માંય તમો ડાહ્યરાં, ઘે'લામાં ઘે'લા ગુણ માહરા. ૩૧૧

ફુટડામાં ફુટડાં છો તમો, વરવામાં વરવા તે અમો.

## દોહરો.

જાત ભાત ત્યાં પૂછીએ, પૂછીએ ગામ ને ઠામ;
જ્યાં દેવી હોય દિકરી, કરવું વિવાહ કામ. ૩૧૨
હેત ઉપજ્યું હસ્રી પછી, પ્રીત આવી પાસ;
એક ચિત્ત ત્યાં થઇ ગયું, (તે) દાહી સમજી દાસ. ૩૧૩
સોદાગર પ્રત્યે સુંદરી, બોલી બાબત ઠાઠ;
તન મન ધન સમરપિયું, જ્યમ પટકુળે ગાંઠ. ૩૧૪
તું લઇ જા મુજને લાડકા, અક્કલ ઘણેરી આપ;
(જો) અજર કરે એ વાતમાં, (તો) પ્રલ્લે કાળનું પાપ. ૩૧૫
પુરૂષ કહે સુણય પ્રેમદા, સહસા કર કયમ કામ;
ચતુરતણાં એ ચિન્હ નહિ, તારૂં મૂરખ નામ. ૩૧૬
દાસી કે' ડાહ્યાં તમો, કરો પરદેશીશુ પ્રીત;
રાય તજી રૈયત વરો, રૂડી નહિ એ રીત. ૩૧૭
કોઇનું વાર્યું નવ કર્યું, હૈડું ન રાખ્યું હાથ;
સાંઢે બેશી સંચરી, ગઈ સોદાગર સાથ. ૩૧૮
સાંઢ સળકાવી સલક્ષણે, સરકજ લીધી હાથ;
પરિવારને પરહરી, ગઇ સોદાગર સાથ, ૩૧૯
મંડપમાંના રાય સૌ, સજન બેઠા સંઘાત;

તે મૂકીને પરવરી, ગઈ સોદાગર સાથ. ૩૨૦
સ્ત્રીની બુદ્ધિ પા'નીએ, હૈડું ન રહ્યું હાથ;
મૂકી મે'લને મેડીઓ, ગઇ સોદાગર સાથ. ૩૨૧
માબાપ વાટ જોતાં રહ્યાં, સ્વજન પામ્યા બહુ શોક;
ફટ ફટ ફટ સૌ કો કરે, ત્રાહ્ય ત્રાહ્ય કરે લોક. ૩૨૨
આવ્યા હુતા જે રાજવી, (તે) પ્રીછયા સઘળી પેર;
મૂરખ જાણી માનુની, ગયા સૌ સૌને ઘેર. ૩૨૩
વનિતા ચાલી વાટમાં, સ્વામી જાણે શ્રીમંત;
મંદિર પો'ત્યાં માનુની, પામ્યાં પાર અનંત. ૩૨૪
તે મંદિર માલુકારનું, ઘરમાં સાળ બે ચાર;
છએક નાનાં છોકરાં, નીચ જાત એક નાર. ૩૨૫
જુવતી તે ઝાંખી પડી, દીઠી નહિ રૂડી રીત;
કહે અરૈયા તું કોણ છે, પરહરી પળમાં પ્રીત. ૩૨૬
(અરૈયા) કયમ લાવ્યો મુજને છેતરી, કર્યું કયમ કૂડું કામ?
જાતભાત પૂછી અમો, (કયમ) કહ્યું ન સાચું નામ. ૩૨૭
તું તો જાતનો ઢેડ છે, હું રાજાની પુત્ર;
છેક નીચ તું ઉંચ હું, કયમ ચાલે ઘરસૂત્ર? ૩૨૮
મેઘવાળ કે' સુણય માનુની, મેં ચેતાવી આપ
તેં મારૂં નવ સાંભળ્યું, તો પ્રમદા તારૂં પાપ. ૩૨૯
નારી કહે રે નીચ જન, (તું) પાછો વળ પુરમાંય;

સોંપ મને શિવદેહરે, આપણ બે મળિયાં ત્યાંય. ૩૩૦
જ્યમ આવ્યાં ત્યમ જાવ સુંદરી, શીદ આવ્યાં અમ સાથ;
કોણે સુખપાલ મોકલી, હેતે શ્રીફળ હાથ. ૩૩૧
કાપડ વણો રે કામની, કરો ઘરકેરાં કામ;
તો આ મંદિર તાહરૂં, રહો ઠરી આ ઠામ. ૩૩૨
પાન ફૂલ સુગંધશુ, હીંચો હીંડોળાખાટ;
તો જાવ તમારાં તાતઘર, દેખાડી દેઉં વાટ. ૩૩૩
નથી તેડવા (હું) આવિયો, નહિ આવું મૂકવા કાજ;
ગમે તો કરો મજૂરીઓ, ગમે તો કીજે રાજ. ૩૩૪
નારી નીચ સ્વભાવની, કરે તે સહસા સંગ;
(પછે) કાયામાં તે કળકળે, એ તો કોનો ઢંગ !! ૩૩૫
કામિની મનમાં કળકળી, કરમાં લીધ કટાર;
માર્યા બે મારેક ઢેડને, પાડ્યો ભૂમી (જાર) ભરતાર. ૩૩૬
કટાર પોતાની કૂખમાં, ઢગલો થઈ પડી તર્ત;
સુખ સાગર સર્વે તજી, માનુની પામી મર્ત. ૩૩૭
આપઘાત હત્યા કરી, ઘણા પાપમાં ગર્ક;
સહસા કામ કર્યાથકી, નારે ભોગવ્યું નર્ક. ૩૩૮
રાજસપદ તેણે તજ્યું, તજ્યું સુખ શરીર;
જોબનપણે મરવું પડ્યું, નાખી ઉતાર્યું નીર. ૩૩૯
પરાણે પ્રાણ તજવો પડ્યો, લક્ષ ગુમાવી લાજ;

સહસા કામ કર્યાંથકી, એકે ન સૂઝે કાજ; ૩૪૦
રાણી કે' ઋષિ સુણો, શીદ પૂરો છો શાખ;
એક વાત તમો કહી, એવી હું જાણું લાખ. ૩૪૧
કહ્યું મારૂં જો નવ કરો, ત્વેદ લગાડો વાર;
કોપ કરીને કામની, લીધો કર કટાર. ૩૪૨
માર્જન કર્યું તે માનુની, પૂજ્યા દેવ દઢ ઈશ;
આત્મઘાત અમો કરૂં, તે હત્યા તમ શીશ. ૩૪૩
એક વિપ્ર બીજા વણિકસુત, વિચાર કરે મન આપ;
સ્ત્રીસંગથી સુખ ગયું, પ્રગટ્યાં પાંચે પાપ. ૩૪૪
એકે વાત નવ ઉકલે, એકે ન પડે સૂઝ;
પંડિત પ્રોઢા પ્રાક્રમી, ઘણી વિચારી ગુઝ. ૩૪૫

# દૃષ્ટાંત ૩ જું.

## ચોપાઇ.

તરૂણી એ શું સૂઝ્યું તને, વણ વાંકે મરાવે મુને,
કાં કરે તાત મારો વાંઝીઓ ગુણ મારો સઘળે ગાંજીઓ. ૩૪૬
ખરો પ્રગટાવે તું ક્ષયરોગ, ભોગવશો નહિ એકે ભોગ;
અફળ અવતાર તે તારો થશે, જીવ અખૂટે મારો જશે. ૩૪૭
એ કયમ ચાલે અવળો આંક, તું રાજા ને હું તો રાંક;
કાં કરાવો મારી ઘાત, વનિતા કહું તે સાંભળ વાત. ૩૪૮

એ ઉપર હું કહું વ્યાખ્યાન, વનિતા તેનું કર વખાણ
હિમાચળ પાસે એક પા'ડ, તે દેખીને ધ્રુજે હાડ. ૩૪૯
એક સિંહ રે'તો તે માંય, પર્વત લતા ગંભીર છે ત્યાંય;
સિંહિકા એક તેની સુંદરી, લોચનતે ગરવે ભરી. ૩૫૦
ચારા કારણ ગઈ એક દિશ, ભક્ષે નિત્ય હરણનાં શીશ;
ગઈ સિંહિકા વનમાં જાહરે, વન વનચર નાઠાં તાહરે. ૩૫૧
એક મૃગલો થાકી હેઠે પડયો, (તે) સિંહિકાકેરે ચિતે ચઢયો;
સુંદર શિંગડાં સુંદર દેહ. નારીને મન પ્રગટ્યો નેહ. ૩૫૨
કામની કાયા પ્રગટયો કામ, ઠરી રહી નારી તે ઠામ;
મૃગલો તે કિંકર કાંપિયો, ચંતનીએ હૃદે ચાંપિયો. ૩૫૩
આસનાવાસના કીધી ઘણી, વળી ચેતના મૃગલાતણી;
તે મૃગને આલિંગન દીધ, કામનીએ કરૂણા બહુ કીધ. ૩૫૪
ત્યારે મૃગલો બોલ્યો વાણ, સાંભળ ચતુરા ચતુરસુજાણ;
નારી તારૂં નેન નિરખિયું, પ્રમદા તારૂં મન પરખિયું. ૩૫૫
વિપરીત વાતતણો એ આંક, તું રાજાને હું તો રાંક;
હું કીડીને તું તો ગજ, તું મણિધર હું મેડક મચ્છ ૩૫૬
તું શાર્દૂલ ને હું અળશિયું, તું કુંડાં ને હું કળશિયું;
તું મેરૂ ને હું કાંકરી, હું ચાકરને તું ઠાકરી, ૩૫૭
એ વાતે તુજને હાણ અપાર, વનિતા એ તો નહિ વે'વાર
તારી ઇજ્જત ઓછી થશે. મારો જીવ વણ ખૂટે જશે. ૩૫૮

ઘણા કર્યા મૃગલે પ્રતિબોધ, કીધો કામનીએ મન ક્રોધ;
કામની અંધ ન દેખે આંખ, તે શામા તો નવ રહે સાંખે. ૩૫૯
નારીમાં તો નીચજ બુધ્ય, સ્ત્રીમાણસમાં તે શી શુદ્ધ;

છપ્પો.

પંડિતકેરી નાર, તેહ મુરખશું માણે,
ગુણવંતાની કામ, તેહ પામર પરમાણે;
જશવંતાની જુવતી, વાણોતર સાથ વગુંધે;
નરપતકેરી નાર, ગુલામ ગોલાશું ગંધે;
વળી શૂરાકેરી સુંદરી, કાયરશું કાયા દિયે;
સામળ કહું સ્વભાવ શ્યામાતણો, બુધહીણી તે કયમ બિયે? ૩૬૦

ચોપાઇ.

તે તારૂણીએ લજ્જા તજી, ભાવથકી મૃગલાને ભજી;
પૂરણ પ્રીત દેખાડી પેર, તેડી આઈ પોતાને ઘેર. ૩૬૧
સિંહ સ્વામી આવ્યો મહાશૂર, પ્રતાપવંત પરાક્રમી પૂર
વનિતા કે' એ મારો વીર, શિથિલ હતું એનું શરીર. ૩૬૨
એ ઉપર મુને આવી દયા, કૂડા બોલ કંથ આગળ કહ્યા.
બોલાવ્યો એને બંધવ કહ્યો, રંક થઈને તે ઘર રહ્યો. ૩૬૩
સ્ત્રીચરિત્ર તો અપરંપાર, માને જે ગર્ધવ ગમાર,

છપ્પો.

ઘડી એકમાં કહે વીર, ઘડી એકમાં કહે મામો;
ઘડી એકમાં ચાંપે ચર્ણ, ઘડી એકમાં સર્વે સામો;
ઘડી એકમાં લક્ષ લહે, ઘડી એકમાં સર્વસ આપે;
ઘડી એકમાં કહે તાત; ઘડી એકમાં કંથ કરી થાપે;
ઘડી એકમાં અમૃત આપીને, ઘડી એકમાં વિષ તો દિયે;
પરણ્યો મેલી પરશું રમે; બુદ્ધહીણી તે ક્યમ બિયે? ૩૬૪

## ચોપાઇ.

હેત ઘણું નારીને હોય, સિંહ તેની નિત્ય ચર્ચા જોય;
બત્રીશ લક્ષણે મનમાં લહ્યું, કો આગળ તેણે નવ કહ્યું, ૩૬૫
જોયો પ્રપંચ તે નારીતણો, રદિઆળો રીસે ભરાણો ઘણો;
એમ કરતાં તો બહુ દિન ગયા; ત્યાં સુધી તો સુખીઆ રહ્યા;
જે જ્યમ થયું તે ત્યમ સહ્યું, કંથે કામની આગળ કહ્યું.
૩૬૬

## છપ્પો.

છાની નવ રહે વાત, રીત રૂડી કે ભુંડી;
ઘરમાં કરીએ ગૂઝ, દેશમાં વાગે ડુંડી;
છાનો ન રે' સ્વભાવ, શૂર કાયર કે દાતા;

છાનું ન રહે છિદ્ર, તાત ભગિની કે ભ્રાતા;
વણિ છાની વિદ્યા રહે નહિ, લીલા લે'ર લક્ષ્મીતણી;
હડકાયું પાપ છાનું નવ રહે, ખોદી દાટીએ ભૂમિ ખણી. ૩૬૭

ચોપાઈ.

સિંહે ચર્ચા જોઇ તેતણી, ધણીઆણી માંરી કીધો ધણી;
પૂરી નીશાં પોતાની કરી, નેહશું બોલાવી સુંદરી. ૩૬૮
બોલ્યો મધુરે વચને વેણ, ચતુરા સંગ ચમકાવી નેણ;
જે ઘરમાં બાંધવ રાખ્યો તમો, તે ઉપર રીઝું છું અમો. ૩૬૯
એનાં કુટુંબ પરિવાર છે ઘણાં, તે તો પિયરિયાં તમતણાં;
તે રે'તાં હશે વનમાં દુઃખે, તમો જોખ કરો છો સુખે. ૩૭૦
તેહ આપણો નહિ વેહેવાર, તેડી લાવો બાંધવ પરિવાર;
જુવતીએ સગાં જાણીઆં, એક સહસ્ત્ર સગલાં આણીઆં. ૩૭૧
તે શિઆયતી થઇ આવિયાં, ભામનીના મનમાં ભાવિયાં;
શ્રીનાં વેર તો નવ સાંખિયાં, મસળીને મારી નાખિયાં. ૩૭૨
વનચર રહેતાં વનમાં ફરી, (એક) ભુંડાથી સર્વે ગયાં મરી. ૩૭૩

છપ્પો.

વેરી ધન ને નાર, વેરી જે ખાએ ચાડી;
વેરી દુઃખ દેનાર, વેરી કરે વાતો આડી;

વેરી તાત હણનાર, વેરી જે ભોમ મુકાવે;
વેરી ખુએ વે'વાર, વેરી અવસર ચુકાવે:
અનેક વેર એવાં અધિક, હાડ વેર શું કહું કથી;
સામળ કહે વેર વ્યભિચારનું, તે સમોવડ કો એક નથી. ૩૭૪

ચોપાઈ.

તે પ્રમદાનું પાણી ગયું, મૃગનું કુળ નિકંદન થયું;
તેવો મળિયો મારો જોગ, ભામની તારા મારા ભોગ.
તમારૂં દઇવત ખોશો દિવ્ય, મારા વણખૂટે જાશે જીવ. ૩૭૫

દોહરો.

વનિતા કે, સુણ્ય વાણિયા, શે કાયરપણ (તું) કાંપ્ય;
આંચ ન આવે આપણે, વચન થીર કરી થાપ: ૩૭૬
કહું વાત પટંતરે, તે તું સુણજે કાન;
તુજ સાટે તન માહરૂં, મનસાસિદ્ધે માન ૩૭૭

# દૃષ્ટાન્ત ૪ થું.

ચોપાઇ.

કહું એક તુંને રૂડી કથા, જોગ પુરૂષને ગમતી જથા;
મહાવનમાં એક રહેતો વાઘ, અજીત અભેદી પોતે ડાઘ. ૩૭૮
શારદૂલ નવહથ્થો શેર, બાધું વન તેણે કીધ જેર;

પાડે ત્રાસ કોઈ ધંધે ધાય, દશ વીશ જનાવર નિત્યે ખાય. ૩૭૯
કોઈ ચારો કરે નહિ સુખે, દોહલા દિન કાઢે છે દુખે;
કોણે નવ પાણી પીવાય, કોણે સુખે નવ નિદ્રા થાય. ૩૮૦
અહરનિશ વ્યાઘ્ર તે વનમાં ફરે, ઘાત જનાવર કેરી કરે;
સહુ જનાવર મળિયાં વન, કર્યો વિચાર માંહોમાંહ્ય મન. ૩૮૧
આપણ પટેલ કરી થાપીએ, એક જનાવર નિત્ય આપીએ;
ત્યારે તો સુખે રહેવાય, જો વારાફરતી નિત્યે જાય. ૩૮૨
વિચાર કરી તેડાવ્યો વાઘ, નિત્ય નિત્ય એક જનાવર લાગ;
તારી ગુફામાં આવે એક, વાઘ સમજાવ્યો કરી વિવેક. ૩૮૩
જેનો વારો તે નિત્યે જાય, વાઘ આરોગી સુખીઓ થાય;
એમ કરતાં દિન બહુ થયા, જેનો વારો તે નિત્ય ગયા. ૩૮૪
એક દિવસ શિયાળ ખોડિયો, તેનો વારો આવી જોડીયો;
પે'લે દા'ડે તેને કહ્યું, તારૂં આયુષ આવી રહ્યું. ૩૮૫
ખોડે પગે તેં નહિ હીંડાય, એકે દહાડે નહિ જવાય;
પે'લે દા'ડેથી જાઓ તમો, સૌ કો આજ્ઞા આપું અમો. ૩૮૬
રામરામ કહી ખોડો ચાલિયો, મન સાથે માઠું માલિયો,
પડી રાત એક આવ્યું અર્ણ, એક ગુફામાં બેઠી હર્ણ. ૩૮૭
તેની ગુફામાં વાસો રહ્યા. ત્યાં તો એક તમાસો થયો;
એક પુરૂષ ને એકજ નાર, ઠરી રહ્યાં બે તેણે ઠાર ૩૮૮

છપ્પો.

અગ્નિ આગળ ઘૃત, તર્ત ઉકળે તે તાપે;

મીનીની પાસે પય. કયમ રહે આપો આપે;
તસ્કર આગળ દ્રવ્ય, તેહ અરણ્ય કયમ મૂકે;
તીતર બાજની પાસ, ચોટ કરે નવ ચૂકે;
જયમ લોભી પાસે લોભ લક્ષ, ત્યમ કામી પાસે કામની;
કવિ સામળ કહે સોબત મળે, જાય તેની કયમ જામની? ૩૮૯

ચોપાઈ.

ઓડું શિયાળને સાજી હર્ણ; રહ્યાં રાત વાસો કરી કર્ણ
ગુણે ગુણ મળ્યો તેહનો, જાતિ સ્વભાવ દાખ્યો દેહનો. ૩૯૦
જાતિ સ્વભાવ ન મૂકે કોય, જો કીડીથી કુંજર હોય.

છપ્પા.

કેસર ક્યારા માંહિ, બરાસ કસ્તુરી બહેકે;
પાછળ કનકની પાળ, લક્ષધા મોતી લહેકે;
નર્મદા ગંગા નીર, ઝવેર જડીત્રજ ઝારી;
સોળ કળા શુભ રૂપ, સિંચે નરપતિની નારી;
એમ કરતાં તે ઉગિયો, લસણ છોડ લાખે લટે;
બદબોઇ ઊઠે બહુઘણી, સામળ સ્વભાવ તો નવ મટે. ૩૯૧

ચોપાઈ.

તેણે તેનો કીધો સંગ, રાતે એકઠાં રૂડે રંગ;
પ્રાતઃકાળ થયો જાહરે, કે' હરણી વાણી તાહરે. ૩૯૨
હું એકલી ને તું પણ એક, રહિયે એકઠાં વાસ વિવેક;

કાળક્ષેપ કરીશું ઘણી, થઇ રે'શું ધણીઆણી ધણી. ૩૯૩
ત્યારે શિયાળ ખોડો બોલિયો, મનતણો પડદો ખોલિયો,
વાઘ પાસે વારો માહરો, શાને સંગ કરૂં તાહરો. ૩૯૪
સાચી વાત કહુંછું તુંને, વાઘ ભક્ષ કરશે તે મુને;
રહ્યા કેરો કાંઈ નથી લાગ, વાટ જોતો હશે તે વાઘ. ૩૯૫
એમ કહી ખોડો ચાલિયો, તે હરણીએ દૃષ્ટે ઘાલિયો;
એક રાતની પૂરણ પ્રીત, થઈ અતોલે વારૂ રીત. ૩૯૬
હું જીવું ને એ નર મરે, અરે દૈવ અણઘટતું કરે !
એકજ રાત રહ્યાં શિયાળ, હું જીવીશ હવે કેટલા કાળ ? ૩૯૭
હું પણ એની સાથે જાઉં, એની ગત તેવી હું થાઉં;
એમ કહીને ચાલી સાથ, એક એકને વળગી હાથ. ૩૯૮
"વાઘ ગુફામાં જુએ (છે) વાટ, આજ કોઈ ન આવ્યું શામાટ?
એટલે બે જણ દીઠાં તેહ, મનમાં ઉપજ્યો છે સંદેહ. ૩૯૯
આજ તમે બે કયમ આવિયાં? અદકું ભક્ષ તે કયમ લાવિયાં?
માંડીને કહી તેણે વાત, રહ્યાં એકઠાં અમે એક રાત. ૪૦૦
એક રાતનાં નર ને નાર, હરણી કે' પેલી મુજને માર.
કે'છે ખોડો કહુંછું તુંને, પ્રથમ ભાઈ માર તું મુને. ૪૦૧
કહી હકીકત રૂડી રીત, એક રાતની પૂરણ પ્રીત;
ખોડો કે' મુને, હરણી કે' મુને, બ્રહ્મહત્યાદિક પાતક તુંને. ૪૦૨
તે વાઘને આવ્યું જ્ઞાન, મૂકું જીવતાં દઇને માન;

વચન તેનાં નવ ચૂકિયાં, બે જણને જીવતાં મૂકિયાં; ૪૦૩
તે તો હતી પશુની જાત, હું તો છું માનવ વિખ્યાત;;
તારે જીવ્યે જીવું અમો, તમારા મનમાં માનો તમો. ૪૦૪
તારે સુખે મુજને સુખ, તારે દુઃખે મુજને દુઃખ;
શિવ આજ્ઞા કહું છું સાચ, આવવા નહિ દેઉં ઊની આંચ. ૪૦૫
મારૂં કહ્યું જો તેં નવ કર્યું, તો તારા સમ હું નિશ્ચે મરૂં;
એક પંડિત બીજો પરધાન, કથા સાંભળી તેણે કાન. ૪૦૬
એકે વાત મનમાં નવ ઠરે, ના કહિયે તો નિશ્ચે મરે;
હા કે'તામાં કોપે રાય, પીલાવે સોા(ને) ઘાણી માંય. ૪૦૭
અધિક દુઃખ અર્ણવમાં પડ્યો, નારીના હઠથી તે નડ્યો;

## દોહરા.

પંડિત કે' સુણય પ્રેમદા, કરો વિખાણ શાં મોય;
નારી કોની છે નહિ, તું પણ કોની જો'ય. ૪૦૮
જથ જીવ જર સમર્પતાં, તન મન ધન દે હેત;
(પણ) પ્રમદા પોતાની નહિ, કહાકુક તો જીવ લેત. ૪૦૯
માયારૂપ એ સ્થાનની, ચેષ્ટ કરોડો લાખ;
કોઈ થઈ થાયે નહિ, કહું તે ઉપર સાખ. ૪૧૦
મદનમોહના સાંભળો, ઘણું ભલેરી ભાત;
આખ્યાન કથા એ ઉપરે, વિપ્ર કહે છે વાત. ૪૧૧

# દૃષ્ટાંત ૫ મું.

## દોહરો.

સંભર દેશતણો પતિ, માનસંગ મહામાન;
માનીતો મહીપતિતણો, ગંગસેન પરધાન. ૪૧૨
શુર પૂર સામદ સુભટ, ધર્મ ધુરંધર ધીર;
અનમી અતલીબળ અધિક, વીરતણો જે વીર. ૪૧૩
તાતી તરવાર બાંધે તરણ, કમરે બેજ કટાર;
ભાલો ઉછાળે ભૂપતિ; હોંશી હિત હથીઆર. ૪૧૪
કમાન કર તેર ટંકની, ભલકો સવાશેર;
બાણાવળિ બળિયો બહુ, મોટમકેરો મેર. ૪૧૫
અફીણ અઢી પૈસા ભરે, ખાય ખાંતથી ખેલ;
સ્નાન સમે મર્દન કરે, સવાપાશેરેક તેલ. ૪૧૬
દૂધ સવામણ નિત્ય કઢે, સાકર શુભ શેર પાંચ;
પ્રાશન કરે પ્રભાતમાં, અતલિબળ એ આંચ. ૪૧૭
શિકાર રમે નિત્ય શેરનો, મણિધર મણિ મરોડ;
જીતે બેરાળા બધને, હાંકી જીતે હોડ. ૪૧૮
કરે કામ મન ચિંતવ્યાં, અજીત કે'વાયે આપ;
દેહ પુરૂષ ઘણું દૂબળો, છેલ પુરૂષમાં છાપ. ૪૧૯

અન્ન અઢીપાશેર જમે, પાકે તોલે તર્ત;
સાત પૈસાભાર વાવરે, ઘણું રૂડેથી ઘૃત. ૪૨૦
પાન ખાય નિત્ય પાંચસો, તેજાનો ત્રણ ટાંક:
સુખ સાગર શોભા ઘણો, અલખત આરે આંક ૪૨૧
સાત જોજન સંભરથકી, ગાડા નામે ગામ.
ઈંદ્રસેન તેનો અધિપતિ, નિર્મળ નરપતિ નામ. ૪૨૨
બુધાં તેની દીકરી, બુધ સાગર વર્ષ બાર;
કુંવારી છે તે કન્યકા, કીધો મન વિચાર. ૪૨૩
પરણે નહિ તે પ્રેમદા, વિપરીત થઈ છે વાત;
એક દિવસ શિક્ષા કહી, માત તાત ને ભ્રાત. ૪૨૪
તું શામાટે પરણે નહિ, એ તારો નહિ તોલ;
જે તું કે' તે પાળીએ, બાઈ તમારો બોલ. ૪૨૫
પ્રમદા કે' પરણું અમો, કંથ જોઈને કોડ;
બોલ્યું પાળું પળાવવું, હઠ હિંમત નહિ હોડ. ૪૨૬
માત તાતે મંડપ રચ્યો, સ્વયંવર શુભ પેર;
દેશ દેશાવર ગામના, મહીપતિ તેડ્યા ઘેર. ૪૨૭
પદ્મની પૂરણ પ્રેમદા, સતીશિરોમણ સાર;
ગુણરૂપે ગંભીરતા, પ્રાક્રમ અપરંપાર. ૪૨૮
એવું જાણી આવિયા, રાયરાણા ને રંક,
મળ્યા અતિશે મહીપતિ, અલેખે આડે અંક. ૪૨૯

વર રૂડા વરણાગીઆ, આવ્યા ઓપાવી અંગ;
તે જોયા જુગતે કરી, ગયો ગુણવંતો ગંગ. ૪૩૦
અફીણી નર તે આકળો, મેલો ઘેલો વેશ,
ગુણ જાણે સો ગંગના, દક્ષિણ ઉત્તર દેશ. ૪૩૧
ભાટ ચારણ ભલો કહે, રૈયત કેરો રાસ;
ગુણ સાગર ગુણ ગંગના, નવેખંડમાં નાસ. ૪૩૨
પાવ સમારે પ્રાક્રમી, બેઠો છે એકાંત;
પરણ્યા ઉપર પ્રીત નહિ, નહિ ભામનીની ભ્રાંત. ૪૩૩
કર વરમાળ તે કન્યકા, જોતી જોતી જાય;
તેજ બિંબ તરતીબતર, રાયાંકેરો રાય. ૪૩૪
બુધ નિધાન બેઠો હતો, નારીને મન નેહ.
કોણ દેશનો દેશપત, દિવ્ય દેવાંશી દેહ. ૪૩૫
દેખાડ્યા તે દાસીએ, માનની દીધાં માન;
સંભરકેરા સ્વામીનો, પુણ્યવંતો ગંગ પ્રધાન. ૪૩૬
પગ ખેંચી રહી પ્રેમદા, પુરૂષ દેખતાં પાસ;
પોતે લાજ કરી રહી, (એક) ડાહી બોલી દાસ; ૪૩૭
મારી રાણી કે' મુખથી, (તે) ઉત્તર આપો આજ,
વરમાળ આરોપે કંઠમાં, લેશ ધરો મા લાજ. ૪૩૮
ગંગ કહે સુણ્ય ગુણવતી, પૂછ ગમે તે પેર;
પરણજે બીજા પ્રાક્રમી, (તુંને) ગંગ ન રાખે ઘેર. ૪૩૯

શામા તુજ સરખી સહસ્ર, પરણી છે મેં પ્રીત;
એક નાડે કો નવ રહી, રામાની એ રીત. ૪૪૦
ગુણવંતી કહે ગંગ સુણ્ય, બોલો મોટા બોલ;
નવખંડના નરપતિ મળ્યા, (તેમાં) નહિ રહે તારો તોલ. ૪૪૧
નીચ નારી શેણે કહો, એ તો મોટી રાઢ;
એક નાડે સ્વામી રહ્યા, તે મુજને દેખાડય. ૪૪૨
સ્વામીકાર્તિક હનુમાનજી, લક્ષ્મણ ને શ્રીરામ;
જનક બીજા શુકદેવજી, એ નર અસલી નામ. ૪૪૩
મતહીણા જે માનવી, અન્ન આહારી અતિશ;
દેખાડો તે દેશમાં, જે જશ લેયણ શીશ. ૪૪૪
અઠ્ઠાસી સાધુ સહુ, કુંવારા કંઈ ક્રોડ;
વૈભવમાં વનિતા તજી, તે તો જવહ્લે જોડ. ૪૪૫
ઇંદ્રઘેર ઘરણી અપ્સરા, ઇંદ્રાણી શુભ જોગ;
ગરીબ ગૌતમગોરડી, ભામનીમાં શું ભોગ ! ૪૪૬
પરાશર બહુ પ્રાક્રમી, ખરો જેહનો ખેલ;
વિમળ જાત વિપ્રે તજી, માછણ માંહિ મેલ. ૪૪૭
રાવણ મોટો રાજવી, મંદોદરી શું માણ;
એંશી લાખ તો અણવરી, (તોય) પરવશ પડિયો પ્રાણ. ૪૪૮
(કૈયા) કીચક સાળો વૈરાટનો, આઠશત સ્ત્રી હાથ;
મોહ માચ્યો મૂરખ થયો, સૈરંધ્રીને સાથ. ૪૪૯

વાળી (વિકટ) વાનર વિશ્વમાં, બળ બુદ્ધિનો બનાવ;
જીવ સહિત જશે ગયો, ભાભી ઉપર ભાવ. ૪૫૦
એવાં કહું હું કોટિધા, જો છો ચતુરસુજાણ;
ચતુર નર તે ક્યમ કહ્યા, માને મન અજાણ. ૪૫૧
અર્જ કરૂં ઊભાં અમો, જોડીને બે હાથ;
એક રામા ઉપર રો' તમો, તો સ્પર્શ કરૂં તમ સાથ. ૪૫૨
બુદ્ધિ કરો બીજી પરે, તે દિવસે હું તાજ;
એક નારે સ્વામી રહો, (તો) સ્પર્શ કરૂં તમ આજ. ૪૫૩
ગંગ કહે સુણય ગોરડી. પરણ્યા પર નહિ પ્રીત;
સભામાંહિ સાચ્યાં થયાં, તે નહિ રૂડી રીત. ૪૫૪
કે'શો કોયેક મળ્યો નહિ, પ્રતિજ્ઞા પાળક પેર;
તેમાટે પરણું અમો, રાખું મારે ઘેર. ૪૫૫
સભા દેખતાં સાચું કહું, વેદ ખળભ્યું વાક,
નર બીજા નિરખો તમો, (તો) નિશ્ચે કાપું નાક. ૪૫૬
કરૂં પરીક્ષા પલકમાં, દિલ(માં) જાણું જે દિશ;
તે દા'ડે તારા જારનું, નિશ્ચે છેદું શીશ. ૪૫૭
પછે નાક નારીતણું, અલપ કરૂં હું આપ;
સભા સહુકો દેખતાં, કહું તે તમને પાપ. ૪૫૮
નારી કે' સુણ્ય નરપતિ, ખોટા સમ શા ખાય;
દેશપતિ સૌ દેખતાં, પાણી તારૂં જાય. ૪૫૯

કુળવંતી હોય કામની, ચાતુર ચતુરા પંથ;
ધરતી ઉથલ થાય તો, કરે ન બીજો કંથ. ૪૬૦
કામ કરી કહું (તને) કંથજી, સમજો સમશા અર્થ;
પૂરવથી પશ્ચિમ ઉદે, કરે ન બીજો કંથ. ૪૬૧
સતીઓના આધારથી, મહી પર વરસે મેહ;
સુરજ ચંદ્ર ને શ્રીપતિ, દૈવત સતીનો દેહ. ૪૬૨
પાકે ધાન સતી(ને) સતે, અર્ણવ રે' મર્જાદ;
સતી આધારે મેદિની, શીદ કરે છે વાદ ? ૪૬૩
જો જુવતી જારી કરે, ડાહી હોયે દીશ;
બાથ ભરે બળિયા સંગે, છેદાવે સ્વામી શીશ. ૪૬૪
સ્વામીને સાંસો પડે, જીવ્યાકેરો જાણ;
નારી નાક છેદે કયહાં, (જ્યારે) ન રે' પોતાનો પ્રાણ. ૪૬૫
પિંડ રાખવો પડે દોહલો, (તો) નાક ઉપર શી ચોટ;
રે'તો પુણ્ય પ્રતાપથી, (નહિ તો) સ્વામીની શી ખોટ? ૪૬૬
પ્રધાન કે' સુણ્ય પદ્મની, લેશ મા પામો લાગ;
દર દર નો'યે મૂષકા, ક્યાંક નમેરો નાગ. ૪૬૭
પુરૂષ હોય પૃથ્વી વિષે, શિર બાંધે જે પાઘ;
સુલતાન શેર કો એક જન, સિંહ સોહતા વાઘ. ૪૬૮
અરસપરસ બે જણતણાં, વચન સાંભળ્યાં વેદ;
ભાર રાખ્યો સો ભૂપતિ, ભ્રાંત ન રાખી ભેદ. ૪૬૯

વરમાળ આરોપી વિધ વિધે, પરણ્યા રૂડી પેર;
પટરાણી કરી પ્રીતથી, રાખી પોતાને ઘેર. ૪૭૦
રીતભાત કોડે કરી આપ્યા ગર્થ ભંડાર;
વાત ચાલી એ વિશ્વમાં, નર તેવી એ નાર. ૪૭૧
જોડું એ જુગતાઈનું, જ્યમ ઇંદ્રાણી ઇંદ્ર;
જ્યમ રતિ કામ રંજિત રહે, જ્યમ રોહિણી ચંદ્ર. ૪૭૨
નેહ વધારે નિત્યનિત્યે, જીવ એક બે દેહ,
જ્યમ જળ સાથે જળચરા, જ્યમ દાદુર ને મેહ. ૪૭૩
જયમ કોયલ ને આંબવન, જ્યમ મેઘ ને મોર;
પળ પળ વાધે પ્રીતડી, જ્યમ ચંદા ચકોર. ૪૭૪

છપ્પો.

(જ્યમ) વિદ્યાવંત વિદ્વાન, મળે તો મહાસુખ પામે;
સાધુ સાથે સાધુ, મળે તો મહાદુ:ખ વામે;
પવિત્ર સંગ પવિત્ર, મળે તો પુણ્ય પ્રમાણે;
સાચા સાથે સાચ, મળે તો જશ એ જાણે;
વળી કામી સાથે કામની, જુઠા સંગ જુઠા મળે;
ગુણે ગુણ જેવા જગતમાં, ભાવ સ્વભાવ ભેળો ભળે. ૪૭૫

ચોપાઇ

બુધસાગર બેનો બનાવ, સતી શૂરાનો એહ સ્વભાવ;

વાધી પ્રીત અતિશે ઘણી, કરે રાજ ધણીઆણી ધણી. ૪૭૬
સ્વામીની કરે બહુ સેવ, દિલથી કંથને જાણે દેવ;
તન મન ધન ને સોંપે પ્રાણ, બોલે અમૃત સરખી વાણ ૪૭૭
જમાડીને વળતી જમે, રમત રાજરીતિની રમે;
પાણી પાઈને વળતી પીએ, લા'વા નિત્ય લાખેણા લીએ ૪૭૮
પોઢાડીને પોઢે સેજ, હૈડા સાથે આણી હેજ;
મુખ મધુરાં ગાયે ગીત, પ્રિય જનને ઉપજાવે પ્રીત. ૪૭૯
કરે ચેન ચતુરાઈતણાં, નરશું નેણ નચાવે ઘણાં:
હાવભાવ રજનીએ થાય, પય સાકર તે પ્રેમે પાય. ૪૮૦
મુખડું જોઈને દાતણ કરે, એક એક દેખી મન ઠરે;
એક એક દીઠે ભાગે ભૂખ, વણ દીઠે થાયે મહાદુઃખ. ૪૮૧
એક ઘડી અળગાં નવ થાય, રાત વાસો કંઈ નવ રે'વાય;
શિકાર જાય તો આવે તર્ત, વનિતા સાથે એવું વ્રત. ૪૮૨
તે સૌ જાણે બાધું ગામ, નરનારીતણું જે નામ;
આનંદ કરતાં બહુ દિન ગયા, સમાચાર વળતા શા થયા.૪૮૩

છપ્પો

અતિશે જેમાં રૂપ, તેહને કુરૂપી જાણો;
અતિશે ડા'પણ અંગ, તેહ મૂરખ પરમાણો;
અતિશે સુખ શરીર, તેહને દુઃખ દિલાસો,

અતિશે જેને પ્રીત, તેહને વેર વિલાસો;
વળિ અતિશે જેને લાડ છે, તે રઝળે છે ઘેરઘેરનાં;
શામળ અહંકારી લોભીઆ, તે પરઠે દુઃખ પેરપેરનાં. ૪૮૪

## દોહરા

એક દિવસ તે રાયજી, સંભર કેરો સ્વામ;
જાવું જરૂર પરદેશડે, અટકાઈતણું છે કામ. ૪૮૫
સેન સજ કરાવિયું, ડુંડી ફેરવી નરેશ;
સાથ આવે સામદ સહુ, પરમુલક પરદેશ. ૪૮૬
કેસરીઆં કપડાં કર્યાં, જ્યમ જાવું હોય જાન;
શિરપેચ બાંધ્યાં શિરપરે, ત્રિવિધ મેલ્યાં તાન. ૪૮૭
બીજા સાથી બોલીઆ, મહીપતી ખોશો માન,
એ કયમ સાથે આવશે, પુરપતિ જેહ પ્રધાન ? ૪૮૮
પ્રેમદા સાથે પ્રીત છે, તેને કયમ દુભવાય;
એક ઘડી અળગો રહે. (તો) અન્ન નીર નવ ખાય. ૪૮૯
મુખ દીઠે ભોજન કરે, મુખ દીઠે પીએ નીર;
તે તો એકલી કયમ રહે, જેનું એક શરીર. ૪૯૦
પુરપતિએ પ્રધાનનું, હસતું દીઠું મુખ;
કે' આ સાંકો શું કહે, દેહ ન ધરશો દુઃખ. ૪૯૧
અવાએ તો આવજો, નિકર કે'જો નાય;

વેચાણુ છો વનિતાતણા, કે' છે સર્વ સભાય. ૪૯૨
આગલી દુભણુ સાયરી, વારૂ કો' સો વત;
સકળ સભાજન સાંભળે, (તે) તમો કહોની તર્ત. ૪૯૩
ગંગે મન વિચારિયું, (જો) હમણા કે'શું નાય;
હસી પડે સભા સહુ, પાણી પંચમાં જાય. ૪૯૪

છપો.

નારી વશ જે નાવ, તેહ બુદ્ધિનો બૂડયો;
નારી વશ જે નાવ, તેહ ભુંડામાં ભુંડો;
નારી વશ જે નાવ, રાય પણુ રાંક સરીખો;
નારી વશ જે નાવ, પુરૂષ પણુ પશુ પરીખ્યો;
(વળિ) નારીને વશ જે નાવલો, દામણો દીસે દેહનો;
સામળ (કે')સ્વામી જીત્યો સુંદરી, અફળ અવતાર છે
એહનો. ૪૯૫

જુવતીએ જીત્યો જન, તેહ પામર પરમાણો;
જુવતીએ જીત્યો જન, ચતુર પણુ મૂરખ જાણો;
જુવતીએ જીત્યો જન, કાર ઘટે છે કોડે;
જુવતીએ જીત્યો જન, તેહ જીતે નહિ હોડે;
જન જે જુવતીએ જીતીઓ, ભાર કીરત ને જશ ગયો;
સામળ કે' નારી જીત્યો નાવલો, તે તરણાથી
હળવો થયો. ૪૯૬

## ચોપાઈ.

ગંગે એમ વિચાર્યું મન, હું પણ જુવતીજીત્યો જન;
ડા'પણ મારૂં વે'તું ગયું, હસારત સભામાં થયું. ૪૯૭
નારીનેહથી જાંખા થયા, રાય રાણા સૌ જોઈને રહ્યા,
પ્રધાન પોતે પ્રાક્રમી બહુ, રાય સહિત જોઈ રહ્યું સહુ.
સ્ત્રીસંગથી અવળું થયું, ડા'પણ વે'તે પૂરે ગયું ! ૪૯૮

## દોહરા,

ગંગ કહે ઘે'લા તમો, પ્રીછો નહિ કંઇ પેર;
સભામાંથી સહુ ચઢો, રખે જાઓ કો ઘેર. ૪૯૯
આજ્ઞા માગો ઓરત કને, તે રાવત નહિ રાંડ;
અશ્વ ચઢો સૌ આ ઘડી, મોંના શું કો' માંડ. ૫૦૦
(આ) દશ ડગલાં આગળ અમો, ભૂપતિ સાથે ભાર;
એમ કહીને એકલો, આગે થયો અસ્વાર. ૫૦૧
કાયે કેસરિયાં કર્યાં, લબાડી જન લવંતાં
બકવા કરે તે બાપડો, હૃદે આપ ડરંત. ૫૦૨
ગાજ્યા મેહ વરસે નહિં; ભશ્યા કુત્તા નવ ખાય;
થોડાબોલા રણ રહે. ઘણાબોલા ઘર જાય. ૫૦૩

## છપો.

તાતી બાંધે તરવાર, નાસે તે સૌથી પહેલો;

તાતી બાંધે તરવાર, વળે વાટેથી વહેલો;
તાતી બાંધે તરવાર, ગુણ પોતાના ગાએ;
પડે ઉગમણી બુમ, આપ આથમણો ધાએ;
વળી વાંકાં બાંધે પાઘડાં, ચંચળ થઇ પરથમ ચઢે;
નાખી હથિઆર નાસે ઘણા, જ્યારે ઘાવ શિરપર પડે. ૫૦૪
ગાંડા ઘેલા ગુણવંત, મેલી મોટમ મન માણે;
નહીં ટેક તરતીબ, અહંપદ મન નવ આણે;
વાંકાચૂકા નવ થાય, વેણ નવ વાંકાં બોલે;
પોતે નવ થાયે પ્રૌઢ, પરપડદો નવ ખોલે,
પણ વીરહાક વાગે જહાં, ત્યાં દઢતા મનમાં ધરે;
સામળ ગોલા ચાવલ છડે, ત્યમ વેરી પર કર વાવરે. ૫૦૫

## ચોપાઇ.

પાણ જોડી રહ્યા સૌ પાસ, સરવે મળી કહ્યું સાબાશ;
મહીપતિ કે'મારા સમ ખાઓ, જરુરપણે મંદિર સહુ જાઓ;
શીખ માગી સોંપો ઘરબાર, માલ ખજાનો કણ કોઠાર. ૫૦૬

## દોહરા.

સહુ સહુને મંદિર ગયા, પુરપત દીધાં માન.

મરકલડે મન મા'લતો, આવ્યો ઘેર પ્રધાન. ૫૦૭
નારી કે' સુણ્ય નાવલા, (મેં) આજ ઓળખ્યું આપ;
સાચું જો તે નવ કહો, (તો) મુજ માર્યાનું પાપ. ૫૦૮
પ્રધાને પ્રેમદા આગળે, કહી માંડીને વાત;
મુસાફરી આવી માહરે, વિપરીત જે વિખ્યાત. ૫૦૯
પરથમ બીડું પાનનું, મેં ચઢાવ્યું શીશ;
આજ અમારે ચાલવું, આ ઘડીએ આ દીશ. ૫૧૦
નારી કે' સુણ્ય નરપતિ, જીવ અમારો જાય;
તમ પાખી (અમો) એકજ ઘડી, (તે) વરસ બરોબર થાય. ૫૧૧
પિયુ ચાલ્યો પરદેશડે, (મુને) મંદીર ખાવા ધાય;
એક પલક રહો તમો, તન ટુક ટુક થઇ જાય. ૫૧૨
કંથ મારા કોડામણા, રાજસરૂપી રાય;
એક ક્ષણું એક જુગશો, મુને તમ વિણુ થાય. ૫૧૩
ખાન પાન ખાઉં નહિ, નવ ધરૂં હું શણગાર;
જીવ ધરૂં નહિ દેહમાં, એ દુખ અપરંપાર. ૫૧૪
અમલ ખવડાવો આપથી, હેત ઘણેથી હાથ;
પ્રાણ રાખો પિયુ માહરો, તો તેડો તમ સાથ. ૫૧૫
એક પલક એક (શત) કલ્પશો, થાયે મુજને કેઠ;
પિયુ પાખી જે પ્રેમદા, તેનું જીવિત વેઠ. ૫૧૬
રાખું તો પાણી ઘટે, ગયે ઘટે મુજ શરીર;

જે તમ કો' તે હું કરૂં, નેણે ભરિયાં નીર. ૫૧૭
આધીનપણે ઊભા રહ્યા, શ્રી સનમુખ તે વીર;
ગળગળો થયો ઘરૂણીથકી, ચાલ્યાં નેણે નીર. ૫૧૮
ગંગ કહે સુણ્ય ગુણનિધિ, હું પંથ કરૂં પ્રવેશ;
જો ઘડી ઘર રહું અમો, (તો) થાય હસારત દેશ. ૫૧૯
ફરૂકે નિશાન નરેશનાં, (જાવા) મળિયો બાધો દેશ;
જો જાવા નહિં દો તમો, તો આ તન હું તજેશ. ૫૨૦
હલમલ કરો ને શીખ દીઓ, ઘડી ના લાગે વાર;
ભાગોળે ભૂપત સહિત, ઊભા છે અસ્વાર. ૫૨૧
કામની કે' કથા સુણો, (જે) વા'લાતણો વિયોગ;
આજથકી અમો તજ્યા, ભૂપતકેરા ભોગ. ૫૨૨
પાન તજ્યાં પટકુળ તજ્યાં, તજ્યાં પલંગ (ને) પાસાય;
તજ્યા ખાન ખટરસ સહી, તજ્યાં ગીત ગાથાય. ૫૨૩
તજ્યા શણગાર તે સાવ હું, તજ્યાં અંજન નેણ;
તજ્યાં વાગા ને વસ્ત્ર વિધ, તજ્યાં વિવેકનાં વેણ. ૫૨૪
તજ્યાં સિંદુરને કંકુમાં, તજ્યાં પાથરણાં પાટ;
તજ્યા હાવ ભાવ ને હસ્યાં, તજી હીંદોળાખાટ. ૫૨૫
શોડો પેરૂં સવાશેરનો, જાગું દિન ને રાત;
રામને રસના જપું, મધ્યાન્હ મધ્ય પ્રભાત. ૫૨૬
જવનો લોટ જમું અમો, અઢી પાશેરા અન્ન;

જળ સાથે ઘોળી પીઉં, સોંપું તન મન ધન. ૫૨૭
ગાઉં ગુણ શ્રીરામના, ગાઉં ગંગનાં ગીત;
ગંગદર્શન દાખું દિલે, ગંગ પ્રાણ પ્રતીત. ૫૨૮
નેણે નિરખું ગંગને, સ્વપ્ને દેખું ગંગ;
મંત્ર જપું નિત ગંગનો, ગાત્ર તે ગંગનું અંગ. ૫૨૯
પાંચ સહસ્ર પ્રતિજ્ઞા કરી, તારૂણી રૂપે તોલ;
સમ કીધા સો સામટા, બોલી બાબત બોલ. ૫૩૦
પ્રદક્ષિણા કરી પ્રેમદા, લાગી પિયુને પાગ;
ગંગ કહે સુણય ગોરડી, મન ગમે તે માગ્ય. ૫૩૧
માગુંછું હું એટલું, વેગે વલણ કરેશ;
જ્યાં દેખે મુજ જેવડી, (ત્યાં) નવ તું ચિત્ત ધરેશ. ૫૩૨
બોલ્યા છો તો પાળજો, એક પત્નીનું વ્રત;
રાજ દીઠે ઘણું રીઝીએ, રાજ વિનાનું મૃત. ૫૩૩
કાલાવાલા કોટિધા, કહ્યાં ઘણેરાં કે'ણ;
રાજવી ઘણું રીઝીઓ, સુણી વનિતાનાં વેણ. ૫૩૪
અમૃત ચોઘડિયું અધિક (છે), લગન લાખેણું લીધ;
ગંગ સહિત તે ગામપત, પંથ કોડેથી કીધ. ૫૩૫
રામા રહી ઘેર રીઝમાં, પિઉડે કીધો પંથ;
ડાહ્યો પોપટ દામોદરો, કામની(ને) સોંપ્યો કંથ. ૫૩૬

## ચોપાઇ.

પોપટ પદ્મની મંદિર રહ્યાં,વળતાં ચરિત્ર તેનાં શાં થયાં
ત્રણ પક્ષ ગયા જેટલે, કૌતક એક થયું તેટલે. ૫૩૭
કાબુલકેરો જે અધિપતિ, અસુરજાત મોટો મહિપતિ,
દેવ દાનવ અવતારી અંશ,શિવ શકિત વિરાજિત વંશ. ૫૩૮
અદ્ય મધ્ય અંતુ છે એહ, અપર માટે તેને નહિ નેહ;
અતળિબળ પરાક્રમી પૂર, ઉતારે નરપતિકેરાં નૂર. ૫૩૯
અનમી નર નમાવી નેટ, જીત્યો દેશ સમુદ્ર ને બેટ;
ગાજે મેહ એમ બોલે બોલ, તેર મણીકો તનમાં તોલ. ૫૪૦
અઢાર શેર અંનકેરો આ'ર, ભૂપત સઘળા માને ભાર;
પાંચ તોલાં નિત મદિરા પીએ, કોનો બીહાવ્યો (તે) નવ
બીહિ. ૫૪૧
પાશેર અફીણુ નિત્ય પ્રાશન કરે, મા' બળિયાકેરાં
બળ હરે;
સુલતાનશેર નામ તેતાણું, પૂરણુ બળ પરાક્રમ ઘણું ૫૪૨
એંશીસહસ્ર વઢે અસ્વાર, જશવંતો જનમાં ઝુંઝાર;
દેશ જીતતો ચાલ્યો તેહ, ગાજે જેમ આષાઢો મેહ. ૫૪૩
શોભિતા સામદ સાથીઆ, એક સહસ્ર મોટા હાથીઆ;
સાંઢ સહસ્ર ચાર ભરપૂર, ઝુંઝાર બળી ભલમ ને શૂર. ૫૪૪

નાળ ગોળા ફરશી ત્રિશૂળ, છેદે વેરીકેરાં મૂળ,
દેશ જીતવાને કારણે, નિકળ્યો કાબુલથી બારણે. ૫૪૫
બાણાસુરનો વંશ બળવંત, અધિક જોર ને તોર અનંત;
પૂતળાં જીતી બાંધે પાય, નમે નહિ તે સામો થાય. ૫૪૬
જીતતો જીતતો આવ્યો ત્યાંય, મોટા શંભર નગરજ માંય;
સરોવર પાળે ડેરા દીધ, ગામ સરવેને ઘેરી લીધ. ૫૪૭
જેને રાયે સોંપ્યું'તું ગામ, નરોત્તમ તો તેનું નામ;
તેણે તો પૂતળું આપીયું, તેનું ગામ કરી થાપિયું. ૫૪૮
જેવો સમો તેવું દાખિયું. રિદ્ધ આપી નગર રાખિયું;
મુકામ કરી તે ઠામે પડ્યો, અગિઆર દિવસ એ ગામે
અડ્યો. ૫૪૯
વાગે ચોઘડીઆં નિઃસાણ, ઢોલ દદામાં વિવિધ વખાણ;
સંગીત વાજાં વાગે ઘણાં, મન હરે મહાચાતુરતણાં. ૫૫૦
ઘડીએ ઘડીએ રંગે રંગ, શોભે છે સામદનો સંગ;
જાંઘડીઆતણું એ જોર, ઠેકારાથી વાગે ઠોર. ૫૫૧
શરણાઇતણા નિઘંતા નાદ, સંગીત વિદ્યા શોભિત સાદ;
રણુકાર ઝણુકાર ઝણુઝણી, ઠણુકારે નીકર કાંકણી. ૫૫૨
ઇંદ્રસભા જેવું ત્યાં નૃત્ય, સુરનાયકની શોભા સત્ય;
રઢિયાળા વાધે રિધ રૂપ, ભરી સભામાં ભારે ભૂપ. ૫૫૩
હાંશીકેરાં એ મન હરે, ઠાકોર લોકકેરાં ચિત્ત ઠરે;

નવમી સિદ્ધિ તે તો સાંચ,વરવી નહિ જેને મુખ વંચ ૫૬૪
દશમી સિદ્ધિ તે તો વિવેક, નિરમળ નાર મહીનો નેક;
પંદરમું રત્ન તે તો કિરતાર, જે જુગમાં મોટો દાતાર.૫૫૫
પંદરમી વિદ્યા તે તો પુણ્ય, તેરમી વિદ્યા તે તો મુન્ય;
વેદ પંચમો તે તો નાદ, સાતમો રસ તે શોભિત સાદ;
તોલ તેરમું તે તો તાન,વશીકરણ વિદ્યા તેતો ગાન. ૫૫૬

દોહરા.

મધરાત સમે તે માનની, બેઠી પોતે મે'લ;
સકળ કળા ગુણ ચાતુરી, સઘળી વાતે સે'લ. ૫૫૭
રામાએ રાગજ સાંભળ્યો, ધનાશરી ધન્ય ધન્ય;
પરવશ પડી તે પ્રેમદા, વિહ્વળ થઇ તે મન. ૫૫૮
કામાતુર થઇ કામની, કાયા(એ) પ્રગટ્યો કામ;
અસુરમાં અંતર અડ્યું, સુણી નરપતિનું નામ. ૫૫૯
મન્મથ પ્રગટ્યો મનમાં, હૃદે નવ રહ્યું ઠામ;
નિર્લજ નાર તે તો થઈ, પિંડમાં પ્રગટ્યો કામ. ૫૬૦
વાજાં વાગે જેહનાં, શોભે સરચો સાદ;
એ નર તે કેવો હશે, વનિતાને લાગ્યો વાદ. ૫૬૧
વાળ વાળ મોતી જડ્યાં, સજ્યા શોભિતા સોળ;

ચરણા ચોળી ચુંદડી, મુખ તાતાં તંબોળ. ૫૬૨
કસ્તુરી કેસર અરગજા, અંબોડે બેં'કે બરાસ;
કાજળ નયણે સારિયાં, વિધવિધ રંગ વિલાસ. ૫૬૩
પારિજાતક મંદારના, હોંશીલા શુભ હાર;
ભાળ તિલક ભલી ભાતનાં, ઉપમા અપરંપાર. ૫૬૪
હામ કામ મૃગલોચની, ચંચળ ચિત્તનાં ચે'ન;
હાવ ભાવ કટાક્ષ કૃત, થઈ અપ્સરા એન. ૫૬૫
કનક પાંજરે કીર છે, દામોદર ડાહ્યો દેહ;
બોલાવી તે બાળકા, નારી પર બહુ નેહ. ૫૬૬
પોપટ કે' સુણય પ્રેમદા, મધરાતે ક્યાં માણ;
શણગાર સજ્યા સ્વામી વિના, એ ડા'પણ અજાણ. ૫૬૭
વનિતા કે' વીરા સુણો, વાજાં વાજે (છે) વેદ;
તેણે મન મારૂં હર્યું, ખરો પામી છું ખેદ. ૫૬૮
હૃદે રાગ મારે વસ્યો, જોવા કારણ જાઉં;
આવે તો તેડું તુંને, ક્ષાણું ન ખોટી થાઉં. ૫૬૯
ફટ ફટ ભુંડી પાપણી, માનની મૂરખ માન;
વાજાં વાગે અસુરનાં, (શું) ફૂટ્યા તારા કાન! ૫૭૦
ગુણસાગર ગુણનિધ ગંગ, નર શૂરામાં શૂર;
રાજવીઓનો રાજવી, નરપતકેરૂં નૂર. ૫૭૧
દાતા દેવાંશી દેવરૂપ, ભૂપતણો એ ભૂપ;

તેના પર મન નવઠર્યું, ડા'પણ પડિયું કૂપ. ૫૭૨
બાળ બુધ તું બાળકા, બાળ પગાક્રમ પેર;
નાક કાપશે તાહરૂં, ગંગ આવશે ઘેર. ૫૭૩
મુસ્તક છેદશે મૂઢનું, વચન પાળશે વેદ;
વચન ગીસ્ત જાશે નહિ, ભ્રાંત ન રાખીશ ભેદ. ૫૭૪
ગંગા વહે જો ઉલટી, પશ્ચિમ ઉગે ભાણ;
ગંગ વચન ગ્રયું નવ કરે, પ્રીછજે પ્રેમદા પ્રાણ. ૫૭૫
શુક પ્રત્યે કે' સુંદરી, સાંભળ મૂરખ મર્મ;
મુજશું મેળ રાખો નહિ, (તો) ફૂટયાં તારા કર્મ. ૫૭૬
ગંગ બોલ્યો તો ગુણ ઘણા, લેવરાવું એનું વાક;
સુબાનું શીશ કેમ છેદશે, કયમ છેદશે મારૂં નાક ? ૫૭૭
પારખું જોઉં પરણ્યાતણું, જે બોલે છે બોલ;
વચન મૂકાવું એહનું, તર્ત ઉતારૂં તોલ. ૫૭૮
અશ્વ એંશીહજારનો,અધિપતિ છે એ ઈશ;
જોઈએ તેનું પારખું, કેમ છેદશે શીશ? ૫૭૯
શુક કહે સુણય શંખણી, ભુંડણકેરી ભૂપ;
ચિંતનીથી ચોસઠ ઘણું, બાળ રઢિયાળું રૂપ. ૫૮૦
ડાટ ડા'પણ ને શાણપણ, બાળ બુધ શણગાર;
વખાણે છે વરણાગીઓ, ગંગ સાટે ગમાર ! ૫૮૧
શેષનાગ તજી અળશિયું, કંચન મૂકી (ને) કાચ;

ગજ મૂકી ગર્ધવ ચઢો, બાળ તાહરો તાચ. ૫૮૨
કમોદ મૂકી કુશકા જમે, સિંહ મૂકી શિયાળી;
ઘેબર મૂકી ઢેબર જમે, બુદ્ધિ તારી બાળ. ૫૮૩
બ્રહ્મ તજી ભરડો ભજે, શિવ તજી ભજે ભૂત;
અમૃત મૂકી વિષ પીએ, ફટ ધૂતારી ધૂત. ૫૮૪
અરૂણ તજી આગીયો ભજે, ગંગ તજી ના'ય ગેહ;
શક્તિ તજી સેવે શંખણી, બાળ ડા'પણ તુજ દેહ. ૫૮૫
મહાદેવ મૂકી મામો ભજે, રામ તજી જપે રંડ;
ચીર તજી ચીંથરાં ધરે, એ દૈવનો તુજ દંડ. ૫૮૬
સ્ફાટિક તજી લે શંખલો, કેવડા સાટ કંથેર;
ચિંતામણિ સાટ ચણોઠિયો, સુખડ સાટે ખેર. ૫૮૭
કેસર સાટે કાજળ ધરે, મૂત્ર પીએ તજી દૂધ;
ગાય સાટે લે ગર્ધવી, બાળ તાહરી બુદ્ધ. ૫૮૮
પુણ્યવંત પનોતો પ્રાક્રમી, તજ્યો ગુણવંતો ગંગ;
નીચ જાત નિર્માલિયો, રાંડોકેરો સંગ. ૫૮૯
હસી હાથ દેખાડીઓ, જખ મારે તુજ જીભ;
ગંગ મારે મન અળશિયું, એ કાબુલિયો ઇભ. ૫૯૦
અમશું તું આવી ચડયો, અદકી દેખાડે આંચ;
પાંખ તોડાવું પલકમાં, ભાગી નંખાવું ચાંચ. ૫૯૧
અલ્યા મે'ણાં દેછે મુંજને, ચિત દેછે તું ચોટ;

મરડી નખાણું તાહરી, કાબુલિયા પાસે કોટ. ૫૯૨
જખ મારે તું જંખણી, (જો) આવરદા મુજ હોય;
ઈશ્વર જો ઉગારશે, (તો) મારી ન શકે કોય. ૫૯૩
માલ લીધો કંઇ લાખનો, ઝવેર જડાવના જાણ;
નવસત સજીને સંચરી અલ્પ બુધ અજાણ. ૫૯૪
કનક પાંજરૂ કર ધર્યું, પોપટ છે તે માંય;
બીજે કર ધરી દીવડો, તરૂણી ચાલી ત્યાંય. ૫૯૫
રમઝમ કરતી રીઝતી, ઠમ ઠમ કહતી ઠાઠ;
ઘમ ઘમ ગત દેખાડતી, વનિતા વે'તી વાટ. ૫૯૬
સરોવર પાળે સંચરી, મધરાતતણો ત્યાં મેળ;
જાંઘડીઆં બોલે જોખમાં; ખરી રમતનો ખેલ. ૫૯૭
આવી સભામાં ઉભી રહી, મનમાં મોટી રીઝ;
વૃષારતે જ્યમ આભમાં, ઝબક ઝબૂકે વીજ. ૫૯૮
કાલા ઘેલા સૌ કો કર્યા, માર્યાં મોહનાં બાણ;
ભુરકી નાંખી ભોળવ્યા, પરવશ પડિયા પ્રાણ. ૫૯૯
કાગલીએ દીઠી કામની, ઉઠી બેઠો થાય;
આવો આવો આવો કરી, દીધા પંચ પસાય. ૬૦૦
આ જે હાથી ઘોડલા, આ રથ ગરથ ભંડાર;
એ તો સર્વે તાહરાં, મોતીકેરા હાર. ૬૦૧
હું ચાકર તારો ચંતની, સોંઢો મારી સાથ;

એમ કહી મુખ મરકલે, હેતે ઝાલ્યો હાથ. ૬૦૨
(મુખ) આગળ મેલ્યો ડાબલો, (મુખ) આગળ મૂકયાં પાન;
(મુખ) આગળ મેલ્યું પાંજરૂં, કરી નેહથી સાન. ૬૦૩
મારી નાખો એ મૂઢને, તન કરો એનું તાજ;
ખડભડ કાઢો એહની, રીજે ભોગવ રાજ. ૬૦૪
જો એ જાશે જીવતો, દાવો કરશે દીશ;
મારૂં નાક વઢાવશે, તારૂં છેદાવશે શીશ. ૬૦૫
કાબલીએ પોપટ કાઢિઓ, બોલ્યો મીઠા બોલ;
કે' તે એને કીજીએ, તારૂં વધારૂં તોલ. ૬૦૬
બોલી તો સમજે નહિ, પરમુલક પરદેશ;
કાલો ઘે'લો થઈ ગયો, દેખી વનિતા વેશ. ૬૦૭
પોપટ બોલ્યો પ્રીતથી, કાબલી ભાષા ભેદ;
મૂકી દ્યો કે' માનની, વામા વાણી વેદ. ૬૦૮
એવું જાણી ઉડાડિયો, પ્રીછયો નહિ તે કે'ણ;
જઈ બેઠો મોભારીએ, વદતો વદતો વેણ. ૬૦૯
રે'જે રંડા સાંસતી, (તું) થવાય તેવી થાય;
કાલે લાવું ગંગને, ઘણો વજડાવું ઘાય. ૬૧૦
જવાય ત્યાં સુધી જજે, આજ કાલ દશ દીસ;
કાબુલ માંહે કાપશું, એ દુશમનનું શીશ. ૬૧૧
કામની કે' સુણય કાબલી, નાશી શકે તો નાશ;

પોપટ મૂકયો જીવતો, જીવ્યાની મૂકો આશ. ૬૧૨
એંશી હજાર અસ્વાર છે, એને મન એ આઠ;
ગંગ મને સૌ ઘે'લડા, ઠરાવ તે તો ઠાઠ. ૬૧૩

## ચોપાઇ

એ વાત અહીંથી રહી, એ બે જણની શી ગત થઈ;
કુથ કરીને કાબુલ ગયો, પો'ચ્યો ગામને સુખીઓ થયો. ૬૧૪
ચોકી મૂકી ચારે દિશા, વિકટ વાટ વાસે જઈ વશ્યા;
સુંદર શે'ર અનુપમ હોય, નારી કાબુલ દેખી મન મોય. ૬૧૫
કાબુલ મોટું નગર સોહાય, દરવાજા તે નવ દેવાય;
તેજ બિબ તરણીએ ઘણી, નગર વીંટીમાં જેવો મણિ. ૬૧૬
સાત માળ અટારી જ્યાંહ, તે તરૂણીને રાખી ત્યાંહ;
ખાય પીએ ને ફરે ઘેંઘાટ, ઓરતને મન અતિ ઉચ્ચાટ. ૬૧૭
એ આવ્યો એ આવ્યો ગંગ, એમ ભણકારા વાગે અંગ;
કાબલીઓ સૂવે મન સુખ, કામનિ મન દોહેલું દુઃખ. ૬૧૮
પોપટ તો પરવરિઓ પંથ, ચતુર ચિંતા કરતો ચંત;
ગંગ હતા સેનાપતિ સાથ, પોપટ બેઠો જમણે હાથ. ૬૧૯
ગંગ કે' મુને અચરજ અડચું, અહીં આવવું તુજને કેમ પડચું?

ભલે ભલે તું આવ્યો ભ્રાત, કહો ઘર ઘરૂણીની વાત. ૬૨૦
શકે કામની નવ લે નીર, શકે શામાનું પડ્યું શરીર;
શકે અન્ન એણીએ તજ્યું, ભાવથકી ભોજન નવ ભજ્યું.
૬૨૧

## દોહરો.

કે' પોપટ સલક્ષણો, હેતથી બેઠો હાથ;
ઘરૂણી તારા ઘરતણી, ગઇ સૂબાની સાથ. ૬૨૨
કાને સાંભળ્યો કાબલી, સાંભળ્યાં વાજાં સાર;
મધરાતે મોજો માણતી, નિસરી ગઈ તે નાર. ૬૨૩
ઘણી રીસ ચઢી ગંગને, પોપટ પાપી પ્રૌઢ;
ભૂખ્યો રાખ્યો (કે) મારિયો, માટે બોલે ગુણગૂઢ. ૬૨૪
મારા વિરહ વિજોગથી, નવ રાંધે નવ ખાય;
શોક સમુદ્રે સુંદરી, (તો) તારા ગુણ કુણ ગાય ? ૬૨૫
નિકળી ગઇ કે' નારને, નિંદા કરે છે નેટ;
તૂટે જીભડી તાહરી, ફૂટે તારૂં પેટ. ૬૨૬
પાંખની બાંધી ગાંઠડી, નવ પાયું તેને નીર;
તડકે નાંખ્યો તાપવા, સૂકાણું તેનું શરીર. ૬૨૭
નિંદા કરે મુજ નારની, તેને મારૂં (તે) ઠામ;
જૂઠો બોલ કે' મુજને, તે નહિ તારૂં કામ. ૬૨૮

એક પો'ર કર્યો આકળો, મરવા જેવો થાય;
ઉછેર પોતાના હાથનો, માટે આણી દયાય. ૬૨૯
પાછો તેડ્યો પાણ પર, કુકારે પાયું નીર;
માથા પર કર ફેરવ્યો, ધારણ દીધી ધીર. ૬૩૦
જીભ જૂઠ જપીએ નહિ, કો' સાચી વીતક વાત;
ઘર નગર ઘરૂણીતણી, ખરી વિગત કો' ખ્યાત. ૬૩૧
મારા સમ દેઉં તુજને, ઇશ્વર-આણથી આપ;
જથારથ જો નવ કહે, (તો) પ્રલેકાળનું પાપ. ૬૩૨
પોપટ કે' તું પંડિતો, હું મૂરખ અજાણ;
ખબર કહું તુજને ખરી નહિ, તો પરહું મુજ પ્રાણ. ૬૩૩
તું વેચાણ વનિતા તણો, નારી ઉપર નેહ;
કાયર કીધો કંથડો, હેવત ખોયું દેહ. ૬૩૪
અથ ઇતિ માંડી કહી, વીતકકેરી વાત;
કાબુલ પો'તી કામની, એ તો મા' ઉત્પાત. ૬૩૫
સાંભળી પોતે સર્વદા, ગંગને ઉપન્યું જ્ઞાન;
રામાચરિત્ર રમાડિયું, મેં(એ) ઉતાર્યું માન. ૬૩૬
કોને વાત કહી નહિ, આપે થયો અસવાર;
શુક(ને) સંગ લઇ સંચર્યો, (તે) ભામનીનો ભરતાર. ૬૩૭
કાબુલ પો'ત્યો કોપસાં, છોડી ઠામો ઠામ;
દીધા દરવાજા દેશના, (કો) પેસી ન શકે ગામ. ૬૩૮

માલણને ઘેર ઉતર્યો, વાડી મધ્યે વેદ;
વીતક પોતાની વાતની, ભ્રાંત ન રાખી ભેદ. ૬૩૯
એની કે' સુણય બાંધવા, ચિત્ત ઠેકાણે રાખ;
અંતરમાં અંતર રખે, તેના સૂરજ સાખ. ૬૪૦
ઘણુ ચાલ્યાં બહુ ઘેનમાં, ઉડી રજ અપાર;
કાળીરોળી વેળા વિષે, પેઠો તે અસ્વાર. ૬૪૧
માલણના મંદિર વિષે, રહ્યા ઠરીને ઠામ;
સાત દિવસ તે સામટા, ગંગે નિરખ્યું ગામ. ૬૪૨
નિશિ ચરચા તે નારની, મેડી મે'લ અવાસ;
ચરચા તેનો ચિત્ત ધરી, પ્રવેશ કરી રહ્યા પાસ. ૬૪૩
માનની જે મેડી સુએ, પરવાળીની પાટ;
કાબલી ને તે કામની, હીંચે હીંદોળાખાટ. ૬૪૪
માંજમ રાત મધ્યમાં ધરી, વીજળીઆં વહંત;
ઘોર અંધારી ઘમઘમે, હુદે ન ઠામ, રહંત. ૬૪૫
ઝમ ઝમ ઝમ ઝમ ઝમઝમે, તમરાંકેરા તેગ;
તમ તમ તમ તસ્કર તણો, વાધે બમણો વેગ. ૬૪૬
ધરી ઢાલ શિર ઉપરે, કરમાં ધર્યો કટાર;
ગંગ ઘો નાખી ચડ્યો, ઉંચા આપ અટાર. ૬૪૭
ઝરમર મેવલો વરસતો, ઘણા વાયુના સોય;
ચઢ્યા નર દઢ ચિત્ત કરી, નિજ નાખીને ઘોય. ૬૪૮

મદિરા પી સૂતી મો'લમાં, પોઢ્યો પાપી પ્રૌઢ;
ઘણો ઘોર નિદ્રાળવો, ગુણહીણો તે ગૂઢ. ૬૪૯
બાર બારીઓ બારણું, દીપક જોત દશવીશ;
ગંગે જઈ ઝાલ્યો ચોટલો, શામાકેરૂં શીશ. ૬૫૦
કટાર કેડથી કાઢીઓ, જાગી જુવતી તર્ત;
દીઠો ગંગ ગુણવંતને, માથે આવ્યું મર્ત. ૬૫૧
મુખથી બોલો માનની, (તો) મારૂં કટાર દશાવીશ;
(આ) પાપીને પ્રાજે કરૂં, હમણાં છેદું શીશ. ૬૫૨
નહિતો મૂકું જીવતી, કહ્યું કરે એક કામ;
જોખ કરો આ માળીએ, (અમો) જાઉં અમારે ગામ. ૬૫૩
અફીણ ખવરાવતી તું મુને, જીભવડે જરૂર;
(ત્યમ) ખવરાવે ઇક વારતું, પ્રીત ઘણેથી પૂર. ૬૫૪
આવ્યોછું એટલાથકી, નારી તમશું નેહ;
સમ સહિત સાચું કહું, મૂકું જીવતાં બેહ. ૬૫૫
વનિતા(એ) મન વિચારિયું, (એ) અફીણી અમલજ ખાય;
કાઢી મે'લું કૂડથી, (તો) ભવની ભાવટ જાય. ૬૫૬
અમલ ધર્યું જીભ ઉપરે, લો ગંગ એ ખાવ;
કાળલી જાગશે(તો) કોપશે, જરૂર અહીંથી જાવ. ૬૫૭
જીભ કાઢી'તી જે જદા, તે વેળા પકડી તર્ત;
શ્વાસ કાઢે જો સુંદરી, (તો) માથે આવ્યું મર્ત. ૬૫૮

અંતરિક્ષ ઊપાડી ઉતર્યો, પકડી જીભંઇક પાંણ;
કર બીજે કટારડી, વદે નહિ કો વાણ. ૬૫૯
આવી અશ્વ ઉપર ચઢ્યો, ખેડ્યા કર કેકાણ;
પોળે જઇ પ્રતિહારના, પ્રાજે કીધા પ્રાણ. ૬૬૦
પૂઠે બાંધી પદ્મની, પરવરીઓ પરધાન;
બૂમ પાડી સહુ નગરમાં, મોડ્યું સૌનું માન. ૬૬૧
પોપટ લીધો પાણ પર, ચાલ્યો ચતુરા લેઇ;
અશ્વ પારેવો પાઠવ્યો, ગયો સૂછે તા દેઇ. ૬૬૨
ઘડીઆ ભોજન ઘોડલો, ગુણવંત બેઠો ગંગ;
(તો) એને કોણ આવી મળે, રૂડો કીધો રંગ. ૬૬૩
કાબુલી જાગ્યો ક્રોધશું, અરોપરો અથડાય;
ને દીઠી સેજે સુંદરી, ત્યાં શો ઘાટ ઘડાય. ૬૬૪
મનવેગ મો'કમ અશ્વ પર, થયો આપ અસ્વાર;
પલાણ વિહાણો પરવર્યો, ક્ષણું ન લાગી વાર. ૬૬૫
લશ્કર તો લેખાવનું, પાછળ સહુ પળાય;
આપોઆપે (તે) એકલો, ધીર ધરંતો ધાય. ૬૬૬
નિશાની નાંખે નારી ત્યાં, ત્રોડી નાંખે હાર;
હેઠે ઉતરે અશ્વથી, વેદ લગાડે વાર. ૬૬૭
સવા પો'ર દિવસ ચડ્યો, આવ્યું સરોવર એક;
ગંગ અશ્વથી ઉતર્યો, ના'વા કારણ નેક. ૬૬૮

એટલે કાબલી આવીઓ, કરડંતા મુખદંત;
પ્રલેકાળ પાવક જશો, અતળીબલ અનંત. ૬૬૯
બળગ્યો આવી ગંગને, દેતો મહોકમ માર;
લગોળથી એ આવીઆ, કરતા પ્રૌઢા પ્રા'ર. ૬૭૦
જાણું મદગળ હાથીઆ, પકડી લે ચોગાન;
મા' મોટા મલ પ્રાક્રમી, તેવું લાગ્યું તાન. ૬૭૧
મારે એકએક (ને) મુકીઓ, લથબથ લાતોલાત;
એક એક પર આથડે, કરે ઘણેરી ઘાત. ૬૭૨
તરવાર તીર તરકસ નહિ, નહિ એકે હથિયાર;
ખબર રહી નહિ ગંગને, જે કે'ડ મધ્ય કટાર. ૬૭૩
શિથિળ કર્યો તે શૂરને, લાયક પુરૂષ જે લંક;
પ્રધાન દેહ પાતળો, અસુર અતળીબળ અંગ. ૬૭૪
હોંશી નાયક હેઠો પડ્યો, ઉપર બેઠો એહ;
આઘો પાછો થાય નહિ, પરવત સરખી દેહ. ૬૭૫
કાબલી પ્રત્યે કે' કામની, વિપરીત બોલી વાત;
ગંગને કમર કટારડી, કર કર રે તું ઘાત ! ૬૭૬
શું શું કહી તે શઠ રહ્યા, શાહ સમજ્યો નહિ બોલ;
ગંગે તે તો સાંભળ્યું, તરૂણીકેરૂં તોલ. ૬૭૭
સાબાશ રે મારી સુંદરી, (તેં) ભલી બતાવી વાત;
એ શું સમજે મુરખો, (તું) જોજે મારા હાથ! ૬૭૮

ખાધું પીધું માહરૂં, તે ઓસિંગણુ કીધ;
ઓને કહ્યું તે મેં લહ્યું, (તેં) રૂડી શિક્ષા દીધ. ૬૭૯
કટાર કમરથી કર ગ્રહી, ઘર્ણું પડ્યો તે ધીશ;
ચતુરે ચાંપી ચંડાળને, દાવથકી દશવીસ. ૬૮૦
હર્યાં હંસ હરામીના. મેળ પમાડ્યો મર્ત;
કાગ વિકળ કરી નિકળ્યો, તે હેઠેથી તર્ત. ૬૮૧
નારી નાઠી ત્યાંથકી, જંપાળ્યું જળમાંય;
પડ્યો ગંગ તે ઉપરે, બળ કરી ઝાલી બાંય. ૬૮૨
કાઢી નીરથી કામની, હોડે બાંધ્યા હાથ;
પિયર પોતાને સાસરે, શામા તેડી સાથ. ૬૮૩
સાસુ શાલક સાસરો, પ્રીતે પડિયાં પાગ;
ખાન પાન સુખ ભોજને, જુગતે આપી જાગ. ૬૮૪
ખાંડતણી ખેળો કરી, નાવણુ કારણુ નીર;
વાંસો ચોળવા વનિતા ગઈ, શુદ્ધ કરવા શરીર. ૬૮૫
ગંગ કહે રે ગોરડી, નથી કહી કોને વાત;
આભડાવીશ જો અંગને, તો તો કરશું ઘાત. ૬૮૬
ભોજન કીધાં ભાવતાં, સૂતો જઈને સેજ;
નારી આવી નર કને, કરવા પાછું હેત. ૬૮૭
ચોટલે ઝાલી ચંતની, વરવું બોલ્યો વાક,
પાંચ આંગળ પૂરાં ભરી, કે'તો કાપું નાક. ૬૮૮

જા મૂકું છું જીવતી, વેર તજું છું વાંક;
નાક ઉપર નિશ્ચે કર્યો, કાજળકેરો આંક. ૬૮૯
પ્રાતઃકાળે પરવર્યો, પ્રધાન પોતે પંથ;
તાત માત તરૂણીતણાં, તેણે વિચાર્યું ચંત ૬૯૦
નિરમળ એનો નાવલો, નીચ જાત એ નાર;
આપણુ ઘેર એ રે' નહિ, વિચાર્યું વારંવાર. ૬૯૧
ગરવા છો તમો ગંગજી, પ્રીછો સઘળી પેર;
તેડી જાવ તમો તારૂણી, ન રાખું મારે ઘેર. ૬૯૨
ગંગ કહે ઘે'લા તમો, (એ) કામ હવે નવ થાય;
ખાધા કેડ ક્ષય કરે, તે કો ચંત ન ચાય. ૬૯૩
પિતા કહે પરધાન સુણ, બીજી પરણાવું બાળ;
પૃથ્વી આપું પસાયતે, ઉપર આપું બહુ માલ. ૬૯૪
વજીર કે' વનિતા તાહરી, ન આવે મારે અર્થ.
એક જેવી બીજી જાણી, વખાણુ કરો તે વ્યર્થ. ૬૯૫
વાવીએ કડવી તુંબડી, ઉતરે તુંબ હજાર;
એક એકથી કડવાં અધિક, અપરંપાર અપાર. ૬૯૬
સસરે એવું સાંભળ્યું, ચઢી ઘણેરી રીસ;
પોતાની પુત્રીતણું, સર્વથા છેદ્યું શીશ. ૬૯૭
ફૂટ ફૂટ રે તું પાપીઆ, કહ્યું પ્રધાને પેર;
એવું જાણુતો (તો) રાખતો, ગોલી કરીને ઘેર. ૬૯૮

મંદિર આવ્યો મલપતો, પ્રધાન પોતે તર્જ;
પ્રેમદા બીજી પરણ્યો નહિ, વચન પાળિયું વ્રત. ૬૯૯
પંડિત કે' સુણ્ય પ્રેમદા મોહના, સમજ મન માંય;
ગંગની નવ થઈ ગોરડી, (તો) ઉપમા શી કે'વાય. ૭૦૦
ગંગ સરીખા ગુણનિધિ, શૂરા માંહે શૂર;
તે સરખાની નવ થઈ, નારીએ ખોયું નૂર. ૭૦૧
એ બિચારો વાણિયો, પ્રધાનતણો એ પુત્ર;
મારી નખાવીશ માનની, કાં ભાગો ઘરસૂત્ર. ૭૦૨

## ચોપાઇ.

વનિતા કે' સાંભળ રે વાણ, તમો બન્ને છો ચતુર સુજાણ
ફરી ફરી દેખાડો સાખ, એવી હું જાણુંછું લાખ;
કબુલ મારા મનમાં કર્યો, ભવોભવ એ તો મેં વર્યો. ૭૦૩

## દોહરા.

તમો શિખામણ શું દિયો, એ તલમાં નહિ તેલ;
આ અવતાર બીજો વરૂં, (તે) મળે નહિ કંઇ મેળ. ૭૦૪
લક્ષ ક્રોડ વરાં કહું, અધિક સમથી આપ;
સ્રી હત્યા જે માહરી, તે તમ બે શિર પાપ. ૭૦૫
કટાર કર મધ્યે લિયો, સમર્યા છે શ્રીરામ;

મનસા વાચા કર્મણા, કરવા માંડયું કામ. ૭૦૬
વણિક વિપ્રે વિચારિયું, ઝાઝી એ જંજાળ;
ના કહીએ જો નારને, સૌના ખૂટયા કાળ. ૭૦૭
આગળ હોનાર જેવું હશે, તેવું થાશે તર્ત;
એ સમો જો ચૂકીએ, (તો) માનની પામે મર્ત. ૭૦૮
અવસર ગયો આવે નહિ, વિમાસણ થાય વેદ;
પરણો એને પ્રીતશું, ભ્રાંત ન રાખો ભેદ. ૭૦૯
શિવાલિખિત શુભ લગ્નથી, મુહૂર્ત લાખેણું લીધ;
હાથ મેળાવો હેતથી, ગાંધર્વવિવા' કીધ. ૭૧૦
વેદ મંત્રની વિધિથી, મંગળ વરત્યાં ચાર;
માંયરૂં કીધું મલપતું, આરોગ્યાં કંસાર. ૭૧૧
ગોત્રજની પૂજા કરી, પેરી પછે વરમાળ;
મીંઢળ છોડા છોડિયા, કીધું ઝાકઝમાળ. ૭૧૨
નરનારી નિશ્ચે મળ્યાં, પ્રાણ પ્રીતની પેર;
રાણી ગઇ રંગમહેલમાં, વણિક આવ્યો(નિજ) ઘેર. ૭૧૩
વણિક વપુએ ઘટી ગયો, તરૂણી વાધ્યું તેજ;
નધરોળ સ્વભાવ એ નારનો, હૈડામાં બહુ હેજ. ૭૧૪

## ચોપાઇ.

પંડિત બેઠો રાજા પાસ, હેત ઘણેથી કીધું હાસ;

બાઇમાં છે બહુ ગુણ બુદ્ધ, શુભ શીળી સાચીએ શુદ્ધ.૭૧૫
અકલથકી ઓળખિયાં અમો, રૂડે ઠામ પરણાવો તમો;
ચતુરા ચાદે વિદ્યા ભણી, કળા બો'તેરી થઈ છે ઘણી. ૭૧૬
અજર એ વાતે નવ કીજીએ, કન્યાદાન વેગે દીજીએ;
મન ઉડયું અમારૂં આજ, વિદાય કરો મુને મહારાજ.૭૧૭
અર્ભક વાટ જુએ માહરી, તે આશા રાખે તાહરી;
વિપ્ર સાંભળો મારી વાત, દીપોત્સવી કરો દિન સાત. ૭૧૮
ત્યાર પછી જાજોજી ઘેર, પ્રથમ કરશું તમારી પેર;
અમૃત જેવા બોલ્યા બોલ, રાખ્યો વિપ્રદઇને કોલ. ૭૧૯
તનયા પાસે આવ્યો તાત, વિનતિમાં કરી એક વાત;
રામા કેરૂં દીઠું રૂપ, હરખ્યો ભાગ્યશાળી જે ભુપ;
કુંવરી સાથે વાતો કરે, ગુણ લક્ષણ જોઈને ઠરે. ૭૨૦

## દોહરા,

કે' તો તુજ વિવા' કરૂં, (જ્યાં) લખ્યો વિધાતા લેખ;
ટાળી તો ટળતી નથી, રૂડી ભૂંડી રેખ. ૭૨૧
કે' તો સ્વયંવર રચું, મન ગમે તે માણ;
કે' તો શણગારૂં હાથણી, ખરી અમૃતરસ ખાણ. ૭૨૨
ત્રણે વાત તોળો તમે, જે મન ઇચ્છા હોય;
કુંવરી તુજને જે ગમે, તે ના કે' નહિ કોય. ૭૨૩

નારી નીચું જોઈ રહી, ફરી ઉત્તર નવ દીધ;
લોપાણી લજ્જા વિષે, શરમાણું મુખ કીધ. ૭૨૪
રાજા રાજસભા ગયો, પડી જે વારે રાત;
પોતાની રાણી કને, કહી વિસ્તારી વાત. ૭૨૫
કુંવરીને કહી વારતા, તોલ બતાવ્યા ત્રણ;
ઉત્તર તો આપ્યો નહિ, કથન સાંભળી કર્ણ. ૭૨૬
પૂછી પાર લીઓ તમો, મેં જાણ્યો તે મર્મ;
કુંવરી કે' ત્યમ કીજીએ, ફળશે એનું કર્મ. ૭૨૭
માનની કને માતા ગઇ, જઇ બેઠી એકાંત;
અરસપરસ વીતક કહી, ભાગી મનની ભ્રાંત. ૭૨૮
વાત કરતાં વિનોદની, મુખથી બોલી માત;
કુંવરી કાલે તમ કને, આવ્યા'તા તમ તાત. ૭૨૯
ત્રણ વાત પૂછી તુંને, (તેમાં) રૂડું જાણો રામ;
તેહ વચન લોપું નહિ, કરીએ રૂડાં કામ. ૭૩૦
માનની કે' સુણય માવડી, ખોળે મેલ્યું શીશ;
જો કો' તો સાચું કહું, તુજ મુજ વચ્ચે ઇશ. ૭૩૧
સુરજ ચંદ્ર બે સાખિઆ, રૂડા વચમાં રામ;
સમ ખાઓ તો સાચું કહું, જેહ કર્યું મેં કામ. ૭૩૨
પ્રતિજ્ઞા કરી (તે)પ્રેમદા, જે પોતાની માત;
કથા કહી તે કુંવરીએ, વિસ્તારીને વાત. ૭૩૩

પ્રધાન-સુત પરણ્યાં અમો, પૂરણ બાંધી પ્રીત;
એ સાચું બોલ્યાં અમો, રાખો ગમે તે રીત. ૭૩૪
મનસા વાચા કર્મણા, સાત જન્મનો સ્વામ;
વણપૂછ્યું અમો આચર્યું, એ કંથને હું કામ. ૭૩૫
એમાં વાંક એનો નથી, એણે ના કહી અનેક;
જોરાવર જુવતી(એ) કર્યું, ન ચાલે કીધું નેક. ૭૩૬
ગોપ્ય રાખ્યું છે મેં ઘણું, નથી જાણતું કોય;
તમ આગળ પરગટ કર્યું, (જે) હોનાર તે હોય. ૭૩૭
અણબોલી રહી માવડી, એક ન સૂઝી વાત;
અણઘટતુ તેં આચર્યું, અધિક કર્યો ઉતપાત, ૭૩૮
હું તો મન સાંખી રહું, (પણ) જાણશે તારો બાપ;
ત્રણેને હેં શૂળીએ, પ્રગટ્યાં પાંચે પાપ. ૭૩૯
કારકુનનો કિંકરો, રૈયત જાત એ રાંક;
કુંવરી તેને કંથ કે', વડો તાહરો વાંક. ૭૪૦
ફટ અજાણ અભાગણી, મૂરખની સરદાર;
લઈ દીપક કૂપમાં પડી, ઘેલી તુંય ગમાર. ૭૪૧
તારા કર્મમાં જે હતું, તેહ થયું તુજ કામ;
આવરદા આવી રહ્યા, મારે નિશ્ચે ઠામ. ૭૪૨
નાશી જાવ નિશા વિષે, જેમ ન જાણે કોય;
તો જીવ તમારો ઉગરે, તું મન વિચારી જોય. ૭૪૩

તેં મારૂં કીધું માનની, મૂરખ કીધું મન;
વણ વાંકે મરાવશો, વજીરતણાં જે તન. ૭૪૪

## છપ્પો.

જીવે જો નિર્ધન, કોઈ દિન ધનને પામે;
જીવે જો દુઃખી દેહ, કોઈ દિન વેદના વામે;
જીવે જો વંઝાય, કોઈ દિન પ્રગટે પૂતર;
જીવે જો કોઇ રંક, કોઇ દિન ઘર ઘરસૂતર;
મુઆ કેડે કો નવ મળે, હમણાં તો ટાળો કરો;
કોએક દિન ઈશ્વર ફળે, સામળ કે' જ્ઞાન હૃદે ધરો. ૭૪૫

## દોહરા.

માનની કે' માતા સુણો, મળે ન એકે મેળ;
પીલે વણિકનો છોકરો, કાઢે તાતનું તેલ. ૭૪૬
કો વાંક મારો કાઢે નહિ, કાઢે એનો વાંક.
વંશ કાઢે એ વણિકનો, રંજાડે બિચારાં રાંક. ૭૪૭
પિતા મારાને પ્રીછયો, જ્યમ ચઢે નહિ રીસ;
તે કરતાં જેવું ઘટે, તે કરશે જગદીશ. ૭૪૮
ટાળનાર કોએ નથી, સુખ દુઃખ હાણુ ને વર્ષ;
સો વર્ષ પર જીવે નહિ, મેળ ન મૂકે મર્ત. ૭૪૯

માત ગઈ (એના) પિતા કને, જુગતે જોડયાં હાથ;
દીનપણે થઈ દામણી, બોલી સ્વામી સાથ. ૭૫૦
કુંવરીએ કહ્યું તે કહ્યું, રચ્યો સાથ વિપરીત;
પુત્ર મદન પરધાનનો, તે પરણ્યાની પ્રીત. ૭૫૧
(જો) ઈચ્છાવર આપો મુને, તો તો એ પરણાવ;
કોડ પો'ચે કુંવરીતણા, લાખેણું લાડ લડાવ. ૭૫૨
બીજા પુરૂષ પૃથ્વી વિષે, એને તાત ને ભ્રાત;
પ્રતિજ્ઞા કરી તે પુત્રીએ, વિપરીત થઈ છે વાત. ૭૫૩
રાજા તો રીસે ચઢ્યો, કોપ્યો કૃતાંત કાળ;
(એ) ત્રેણુને દેઉં શૂળીએ, પંડિત પુત્રી ને બાળ. ૭૫૪
કીધું કામ કુબુદ્ધિએ, વણપૂછ્યે એ વાંક;
મારૂં નિશ્ચે એહને, હું રાજા એ રાંક. ૭૫૫
પકડી મંગાવ્યો પુત્રને, ક્ષણું ન લાગી વાર;
એકાંત જઈ ઊભો કર્યો, પૂછી લીધો પાર. ૭૫૬
મૃગથકી માંડી કહી, રામદુવાઈની રીત;
જોરથકી મુજને વરી, પૂરણ આણી પ્રીત. ૭૫૭
વચન હતાં વનિતાતણાં, લખી રાખ્યો'તો લેખ;
મહીપત આગળ મૂકીઓ, તેમાં નહિ મીનમેખ. ૭૫૮
શિક્ષા વાતો ચારની, કહ્યાં'તાં કુંવરીએ કે'ણું;
કર જોડી સરવે કહ્યાં, વદ્યાં હતાં જે વેણ. ૭૫૯

વળદ્દો તેડ્યોવિપ્રને, વિવેક પૂછી વાત;
પડદ્દો તેં કેમ છોડિયો, કીધો મહાઉતપાત. ૭૬૦
માનનીનું મુખ નિરખિયું, કૂડું કીધું કામ;
સૂર્ય ચંદ્ર એ સાખિયા, તો કયમ ભાગ્યા સમ? ૭૬૧
પંડિત કે' પૃથ્વીપતિ, તેનો વાંક એ દિશં;
કુડો હોઉં તો કાપજો, સો વશા છેદો શીશ. ૭૬૨
આદ્ય અંત [સહુ] અથ ઇતિ, બાબત બોલ્યા બોલ;
જગદીશ આગ્ય જૂઠું વદે, તોલ ગમે તે તોલ. ૭૬૩
કટાર મારવા માંડ્યો, પુત્રી તારી(એ) પેટ;
અધર્મ હું કેમ આચરૂં, નરપતિ જોજો નેટ. ૭૬૪
પછે તેડી પુત્રીને, અદકી દીધી આંચ;
શૂળીએ દેઉં છું સર્વને, જો નવ બોલે સાચ. ૭૬૫
પિતા પ્રત્યે પુત્રી કહે, કર્યું કપટનું કાજ;
તે સર્વે માનું અમો, લોપી નહિ તુજ લાજ. ૭૬૬
લેખું ગણતાં લક્ષણ લહ્યું, જૂઠાં પડિયાં બેય;
પ્રધાન સુતને પ્રીછ્યો, ઝઘડો ભાગ્યો તેય. ૭૬૭
જોરાવરી જુગતે કરી, પરણ્યાં રૂડી પેર;
બળહીણો એ બાપડો, ગયો પોતાને ઘેર. ૭૬૮
ત્યાર પછી દીઠો નથી, નથી જોડી બે દષ્ટ;
બળ કરી એ બેહુને, પકડી દીધું કષ્ટ. ૭૬૯

ગમે તો દો શૂળીએ, ગમે તો એ પરણાવ;
ઉગારો જીવ ત્રણેતણા, ગુણ રૂડે ગણાવ. ૭૭૦
પછે પ્રધાનને તેડીઆ, વિપરીત પૂછી વાત;
મારી કુંવરી તારો કુંવર, અતિ કીધો ઉતપાત. ૭૭૧
લજ્જા લોપી માહરી તારી લોપી આણ;
ઘટે તેહને તે કરો, વદો વદનથી વાણ. ૭૭૨
પ્રધાન બોલી નવ શકયો, કર દીધા બે કર્મ;
રાય ગમે તેવું કરો, સરે વાતે શી શર્મ. ૭૭૩
એ ન્યાય મને નવ પૂછશો, પૂછો પોતાને પંડ;
જેવું ઘટે તેવું કરો, હોની તેવો દંડ. ૭૭૪
વાંક નહિ તે વિપ્રનો, કદાચ્ય પડ્યો હોય વાંક;
તોય વિપ્ર હણવો નહિ. એ તો આડે આંક. ૭૭૫

## છપો.

વિપ્ર હણે જો તાત, વિપ્ર હણે જો નારી,
વિપ્ર લુંટે ભંડાર, વિપ્ર જોરાવર જારી;
વિપ્ર હણે જો પુત્ર, વિપ્ર વણવાંકે રૂઠે;
વિપ્ર જો ચુગલી ખાય. વિપ્ર જો લક્ષ્મી લુંટે;
વીશ ક્રોડ વાંક હોય વિપ્રના, દેશવટો તો દીજીએ,
સામળ કહે સાખ્યો શાસ્ત્રની, પ્રાણત્યાગ નવ કીજીએ. ૭૭૬

સ્રીના વાંક શત સહસ્ર, તોય તેને નવ હણવી;
ડાહપણ દશ હજાર, તોય મૂરખમાં ગણવી;
સતી શિરોમણિ સિદ્ધ, તોય જશહીણી જારી;
ઉછેરો અદકે હેત, કોઇ દિન નાખે મારી.
નારી અવગુણ ગણવો નહિ, ચતુરા કેં'વી ચૂકવી;
સામળ કહે સ્રી હણવી નહિ, માનની જીવતી મૂકવી. ૭૭૭

## દોહરા.

વાંક તો મારા પુત્રનો, દો ગમે તે દંડ;
શૂળીએ દો કે શીશતણા, કરો કટકા શતખંડ. ૭૭૮
બ્રાહ્મણ ભુંડો કહીએ નહિ, બ્રાહ્મણ નવ હોય;
બ્રાહ્મણને નવ લુંટીએ, બ્રાહ્મણને નહિ દંડ. ૭૭૯
સ્રીનો તો સ્વભાવ છે, રૂડી ભુંડી રીત;
પરાણે મળી પર પુરૂષશું, કરે પરાણે પ્રીત. ૭૮૦
વાંક ઘણો એક વણિકનો, જે વિચારે નહિ વાત;
સો વશા દો શૂળીએ, (એણે) કીધો મહાઉત્પાત. ૭૮૧

## છપ્પા

વરજો તેહ વણિક, જેહ અકારૂં બોલે;
વરજો તેહ વણિક, જેહ પેટ પટાંતર ખોલે;

વરજો તેહ વણિક, જેહ ઉતાવળો થાયે;
વરજો તેહ વણિક, જેહ [ને] વનિતા વાહે;
વળિ વરજો તેહ વણિકને, જે કોઈ રાવળે જાણિયો;
સામળ કહે અવિદ્યા આચરે, વેચ પરો તે વાણિયો. ૭૮૨
વણિક તેહનું નામ, જેહ જૂઠું નવ બોલે;
વણિક તેહનું નામ, તોલ ઓછું નવ તોલે;
વણિક તેહનું નામ, જે કોઇ બોલ્યું પાળે;
વણિક તેહનું નામ, વ્યાજ સહિત ધન વાળે;
વિવેક તોલ એ વણિકનું, સુલતાન તોલ એ શાવ છે;
વે'વાર ચૂકે જો વાણિઓ, દુઃખ દેવાનો દાવ છે. ૭૮૩
વણિક માંહિ ગુણ વીશ, રીશ અડે નહિ અંગે;
ચોરી ચાડી (જર) જૂઠ, અંહકાર આવે નહિ સંગે;
અધર્મ અન્યાં અભિમાન, ગાન તાન તો ન ગણે;
નિંદા નીચ સ્વભાવ, ભુંડું કોઇનું ન ભણે;
ગાળો કોઇ એક દે ઘણી, પાછી વાળી નવ જાણિયો;
જૂઠ નવ બોલે પારકી, વે'વાર પાળે તે વાણિયો ૭૮૪

## દોહરા.

વાંક વચન વણિકે કહ્યાં, તેહ પુત્રનો તાત;
(પણ) રીઝયો રાય હૃદયા વિખે, વે'વાર સાંભળી વાત. ૭૮૫

છપ્પો.

સાચું બોલે ચોર, (તો) તેહ બંધનથી છૂટે;
સાચું બોલે જાર, (તો) રામ તે પર નવ રૂઠે;
સાચું બોલે લંડ, દંડ તેને નવ દેવો;
સાચું બોલે ધનવાન, નામ તેનો નવ લેવો;
સાચાને સુખ તો ઢુંકડું, સાચાનો સૂરજ સાખિયો;
કવી સામળ સાચો સલક્ષણો, ભૂપત તે તો ભાખિયો. ૭૮૬

ચોપાઇ.

વિપ્રને તો કોડી નવ દીધ, પાસે હતું તે ખેંચી લીધ;
વિપ્ર તાહરો મોટો વાંક, અણઘટતું કીધું આડે આંક;
બીજો હોય તો મારૂં ઠામ, મૂકું જીવતો જા તું ગામ.૭૮૭

દોહરા

ઋષિ કે' રાજા સુણો, મેં કીધું રૂડું કાજ;
એ જે તારી દિકરી, એથી રે'શે (તારૂં) રાજ્ય. ૭૮૮
પૃથ્વીપતિ એ તો થશે, અજિત કે'વાશે આપ;
ઇકોતેર શત તારશે, એના પુણ્ય પ્રતાપ. ૭૮૯

છપ્પા

જેને ઝાઝાં માન, તેહ પણ ભીખજ માગે;
જેને ઝાઝાં માન, નીચને પાગે લાગે;

જેને ઝાઝાં માન, નિરધન થઈ દંડાયે;
ઝાઝાં મહુરત જોય, રામ તેની રંડાયે;
વળિ ઝાઝી જે વિદ્યા ભણે, તેને દરિદ્રી જાણવો:
તરણાનો મેરૂ ઇશ્વર કરે, (તેનો) અહંકાર શો આણવો! ૭૯૦
જે બેઠા સુખપાલ, કાસદું દીઠા કરતા;
(જેની) ગાંઠે લાખ કરોડ, દીઠા ભિક્ષામાં ફરતા;
જેને પુત્રો પાંચ, તેહ તો પિંડ ન પામે;
જેની ફરતી આણ્ય, (તેના)સુખિયા દિન ન વામે:
સુબેદાર ઘેર સાહેબી,કોડી કોડી કરતા ફરે;
સામળ કહે શાણા સમજજો, અહંકાર કોનો નવ રહે; ૭૯૧
વાઘ સાથે વઢંત, તે દીઠા વૈરાગી;
જર માંહે ઝીલંત, ઝોળી કરી ભિક્ષા માગી;
શૂરાશિરસરદાર, કાયર કિંકર થઇ નાઠા;
સદાવ્રત દેનાર, માન માગે થઈ માઠા;
જોબનવંત નર નારીઓ, દીઠાં ડોસા ડોશીઓ:
સામળ કહે ફરતી છાંયડી, જોષ ન જોશો જોષીઓ. ૭૯૨
કનકજ થાય કથીર, કથીર પણ કનકજ થાયે;
અકર્મી થાય અમીર, અમીર અકર્મી સુહાએ;
દાસી રાણી થાય, રાણી દાવડીએ દાસી;
સતવાદી ન કરે પુણ્ય, ખુની કંઇ જાએ કાશી;

એમ એક એક ફરતી છાંયડી, અહંકાર નવ આણીએ;
સંતોષ રાખીએ મન વિષે, પરમેશ્વર પ્રીતપ્ર માણીએ. ૭૯૩

દોહરા.

રાજા મનમાં રીઝિયો, સુણી વિપ્ર વચન;
કાંઇ એક કોપ છાંડિયો, માન તજીને મન. ૭૯૪
જરૂર મૂકવું જીવતાં, એણે જાણુને તર્ત;
મહિતો તમ એણેતણું, મેળ લખ્યું'તું મર્ત. ૭૯૫
મોહું નવ દેખાડશો, જાવ ગમે મન જ્યાંય;
રેશો મા તમો રોખમાં, મારી અવનિ માંય. ૭૯૬

છપ્પો.

છંછેડાયો નાગ, તેહ તો વશ નવ થાયે;
વકરાયો જે વાઘ, તેહ ઝાલ્યો નવ જાયે;
વનિતા વંઠી જેહ, તેહ પણ કામ ન આવે;
થયો જૂઠો જે જન, તેહ રૂડો નવ કહાવે;
રાજા રીસે રૂઠીઓ, તર્ત ક્રોધ તો નવ શમે;
હમણાં કહો તે કીજીએ, જોઈએ ઇશ્વર(ને) શું ગમે ! ૭૯૭

દોહરો.

પિતા કહે છે પુત્રને, હમણાં છે એવો દાવ;
રૂઠ્યા તમ પર રાયજી, જ્યાં જવાય ત્યાં જાવ. ૭૯૮

### છપ્પા.

જીવે તેને જોખ, રંક તો રાજા થાયે;
જીવે તેને જોખ, નીચ જન ગંગા ના'યે;
જીવે તેને જોખ, રોગી જન થાયે માતો;
જીવે તેને જોખ, ગુણીજન થાયે ગાતો;
વળિ જીવે તેને જોખ છે, વેદના સઘળી વામશે;
કવિ સામળ કહે શું કહું તુંને, જીવતા નર ભદ્રા પામશે. ૭૯૯

### દોહરા.

ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનિયાં ધન હોય;
ગયાં જોબન આવે નહિ, મુઆ ન જીવે કોય. ૮૦૦
સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વાંણ;
ગયો અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ. ૮૦૧

### છપ્પા.

વંઝા જનમે પુત્ર, મૂર્ખ પણ કવતા થાયે;
નેઠ ભરાય નવાણ, દરિદ્રી શિર છત્ર ધરાયે;
વળે કો દિવસે બેર, ઝેર વળેજ જરૂરી;
ગુણકા થાય ગુણવંત, સતીપણામાં શૂરી;

અનેક એવાં થયાં હશે, સાખ શાસ્ત્ર દેછે સહી;
સામળ કહે કહું છું ક્રોડવરાં, ગયો જીવ આવે નહિ. ૮૦૨
જીવે તે પામે રાજ, જીવે તે પામે નારી;
જીવે તે બેસે અશ્વ, જીવે તે થાય વેપારી;
જીવે તે કરે જગ્ન, જીવે તે ગંગા નાચે;
જીવે તે પે'રે નંગ, જીવે તે લા'ણાં લા'યે;
વળિ જીવે તેને સરવે મળે, વિજોગ સંજોગો થાય છે;
રે મુઆ કોઈ દેખે નહિ, સામળભટ ગુણ ગાય છે. ૮૦૩

## દોહરા.

અમુલક અશ્વ એક સજ કર્યો, હોંશીલાં હથિયાર;
આભૂષણ અંગે ઓપતાં, થયો આપ અસવાર. ૮૦૪
માત પિતાએ આગના, તેને આપી તર્ત;
જે થયું તેહ રૂડું થયું, માથેથી ઉતર્યું મર્ત. ૮૦૫
તે જુવતીએ જાણિયું, પિયુ ચાલે છે પંથ;
કામની આવી કલ્પતી, જ્યાં પોતાનો કંથ. ૮૦૬
સુણ્ય સ્વામી સુલક્ષણા, દેવરૂપ તુજ દેહ;
પરણ્યો તું મને પ્રીતથી, નિશ્ચે પ્રગટ્યો નેહ. ૮૦૭
તું પરણ્યો મુને બીકથી, મેં કરવા માંડી ઘાત;
ત્યાં વિપ્ર એક છે સાખિયો, નો'તાં માત ને તાત. ૮૦૮

મેં તો તુજ આગળ કહ્યું, મારૂં હુંય કટાર;
સ્ત્રીહત્યા તો ભોગવો, પાપ તે અપરંપાર. ૮૦૯
સાથે તેડય સલક્ષણા, પિયુ તમારા પ્રાણ;
ના કહીને તું નીસરે, (તો) તુજને મુજને હાણ. ૮૧૦

## છપ્પા.

નાવ વિના જે નાર, સતીપણું નવ સૂઝે;
નાવ વિના જે નાર, બુધ એકે નવ બૂઝે;
નાવ વિના જે નાર, આભૂષણ અંગ ન ઓપે;
નાવ વિના જે નાર, લજ્જા સૌ તેની લોપે;
નાવ વિના જે નારીઓ, તસ્કરથી ઓછે તોલ છે;
કવિ સામળ કે' સ્ત્રી એકલી, બહુ અવગુણના બોલ છે. ૮૧૧
પુત્રી પિતાને ઘેર, રિદ્ધિ હોયે પણ રાંડી;
પુત્રી પિતાને ઘેર, તેને કે' કંથે છાંડી;
પુત્રી પિતાને ઘેર, કુટુંબમાં કા'વે ખોટી;
ભોજાઈ બોલે ભુંડ, કહે એ કરશે ચોટી;
ગરીબ હોય ઘેર ઘરધણી, પિતા હોય પૃથ્વીપતિ;
પણ સ્ત્રી તો શોભે સાસરે, સામળ કહે તે તો સતી. ૮૧૨

## દોહરો.

મૈયર વાસી માનની, તેનાં પૂરણ પાપ;

સ્ત્રી સાથ સ્વામીતણું, (એ) અધિક કરમની આપ. ૮૧૩

## ચોપાઈ.

કંથાને ત્યાં વાધ્યો ક્રોધ, એવા અધિક કહ્યા પ્રતિબોધ;
સ્વામી કે' શામાજી સુણો, ભારે બોલ શામાટે ભણો;
તમને વાટે કયમ તેડાય, વેળુમાં વા'ણુ કયમે ખેડાય? ૮૧૪

## છપ્પો.

ઘડા જેવડું રત્ન, તે પણ કયમ રહે છાનું;
કર્યા કરો કલ્પાંત, કયમ થાશે મનમાન્યું;
તમમાટે મારો જીવ, જોતા માંહી તે જાશે;
તારે માથે કલંક, દેશ બાધામાં થાશે;
જો મુજને હોયે મરાવવો, પરવશ પડવું હોય તાહરે;
જો એક હાણ્ય બીજું હસ્યું, જગમાં કરવું હોય જાહરે. ૮૧૫

## દોહરા.

નારી કે' સુણ્ય નાવલા, (હું) પહેરૂં પુરૂષ પોશાક;
જુવતી કો જાણે નહિ, વેદ કરૂં એ વાક. ૮૧૬
હોડથકી હારૂં નહિ, હૈડું રાખું હાથ;
દીલ મારૂં ડગે નહિ, સુખે તેડય તું સાથ. ૮૧૭
વણિક પુત્ર વિચારીયું, ગરજે ઘેલા બોલ;
એ છળ છાનું કયમ રહે, તારૂણીકેરૂં તોલ? ૮૧૮

# દૃષ્ટાંત ૬ ઠું.

## ચોપાઇ.

નારી કહે સાંભળ રે નાથ, હેતથકી જોડ્યા બે હાથ;
આડકથા તુજને કહું એક, વનિતાકેરો કહું વિવેક. ૮૧૯
આપણ બે છીએ એકાંત, ભાગું તારા મનની ભ્રાંત;
રામરૂપ એક રૂડું ગામ, રામસંઘ ઠાકોરનું નામ. ૮૨૦
છન્નું ગામનો એ છે પતિ, રૂડી કર્મની રેખા રતિ;
રજપૂત એક એના ગામમાં. નરપતસંઘ તેના નામમાં.૮૨૧
ચતુર લોકની કરે ચાકરી, બાંધી ન શકે કો બાકરી;
મહાદાતાર મોટેરૂં મન, અહર્નિશા આપે બહુ અંન. ૮૨૨
શીળ સદાવ્રતકેરી વજા, એણે બાંધી ધર્મની ધજા;
ના અક્ષર તે નો નવ ભણ્યો, જશવંતી જનનીએ જણ્યો. ૮૨૩
હા અક્ષર ઉપર બહુ હેત, સદાવ્રતમાં સાહ્યો સંકેત;
અગિઆર વરસનો તેને તન, પિતાથકી સવાયું મન. ૮૨૪
ચતુરદશ વિદ્યાનાં ચેન, અંશ અવતારી અધિપતિ એન;
પિતાતણી નવ લોપે લાજ, કરે પૂણ્યકેરાં બહુ કાજ. ૮૨૫

છપ્પો.

સપૂત નામ સરદાર, કોઈ ઉપર નવ કોપે;

સપૂત નામ, સરદાર, પિતાનું વચન ન લોપે;
સપૂત નામ સરદાર, શ્રાદ્ધ ગયા જઇ સારે;
સપૂત નામ સરદાર, તે સમર્થ પણ હારે;
વળી સપૂત નામ સરદાર તે, કુટુંબતણું પોષણ કરે;
સામળ કહે સપૂત સલક્ષણો, માતપિતા તેનાં ઠરે. ૮૨૬

## દોહરા.

માતપિતા સુખ પામિયાં, સાચો તેહ સુજાણ;
માતતાત જેણે દૂભિયાં, પેટ પડ્યા પાષાણ. ૮૨૭

## ચોપાઇ.

તેહ પુત્રતણો જે તાત, વિપરીત થઈ છે તેની વાત;
પીડાયો રોગે તે તો દુઃખે, ઘેરાણો નવ બોલે મુખે. ૮૨૮
નાંખ્યો ભોંય પણ જીવ ન જાય, જુએ દષ્ટ બગાસાં ખાય;
નારીએ કરમાં મૂક્યું નીર, સોંપ્યું તન મન ધન શરીર. ૮૨૯
હેતથકી જોડ્યા બે હાથ, સતી થઇ આવું તમ સાથ;
સાબાશ કહીને મનડું મો'ય, પછે પુત્ર સામું તે જોય. ૮૩૦

## છાપો.

નારી તેનું નામ, કરે સ્વામીની સેવા;

નારી તેનું નામ, કંથને જાણે દેવા;
નારી તેનું નામ,(સુખ) દુઃખ જે આગળ કહિયે;
નારી તેનું નામ, સ્વામીના અવગુણ સહિયે;
વળી નારી નમીને ચાલશે, નારી સપૂત ફળે ફળે;
જીવતાં જશ જીતી લિયે, અંતકાળે વાંસે બળે. ૮૩૧

દોહરો

પુત્ર કહે પિતા સુણો, ઘો આજ્ઞા કંઈ કામ;
વચન ન લોપું વેદવત્, અમો તમારે નામ. ૮૩૨
તારી માતને જે ઘટે, તે બોલી મુજ સાથ;
સહગમન સતીતણું, જળ મૂક્યું મુજ હાથ. ૮૩૩
તુંને ઘટે તે તું કહે, જે હોય તારે તોલ;
પછે સ્વર્ગે હું સચરૂં, સુણી તમારો બોલ. ૮૩૪
કહે કુંવર કાને સુણો, ધીરજ રાખો મન;
સવાયું સદાવ્રત આજથી, આપું હર્નિશ અંન. ૮૩૫
ના અક્ષર બોલું નહિ, સાચું એ તો સૂત્ર;
પાણી રાખું પરિયાંતણું, (તો) તારા પેટનો પુત્ર ૮૩૬
સાબાશ કહું છું તુજને, તેં કર્યું રૂડું કામ;
પિતા મૃત્યુ પામિયો, કે' તો મુખ શ્રીરામ. ૮૩૭
દિવસપાણી ક્યોં દીપતો, ક્યાં કુળકેરાં કર્મ;

સદાવ્રત સવાયું ચલાવિયું, બાંધી ધજા તે ધર્મ. ૮૩૮
અખંડ વર્ષ બે વહી ગયાં, ખૂટ્યા કણકઠોર;
દાતાને ઘેર હોય નહિ, ભારે તો ભંડાર. ૮૩૯
માગણ આવે માગવા, કરવો પડશે નકાર;
એથી મૃત્યુ શોભે ભલું, સતપુરૂષને સાર. ૮૪૦
નિર્મુખ જો જાચક વળે, કુવચન સુણિયે કર્ણ;
એથી લક્ષ કરોડ વરાં, મોટું રૂડું મર્ણ. ૮૪૧
ધણી ધણીઆણી કર્મવંત, એ બેનું એક ચિત્ત;
એકાંત વિચાર એવો કર્યો, બેને પૂરણ પ્રીત. ૮૪૨
નારી કે' સુણય નાવલા, ભુંડી હત્યા આપ;
પરહત્યા કર્યાથકી પંચગણેરૂં પાપ. ૮૪૩
જીવશું તો જર ઘણો, મુઆ કેડે તો ફોક;
જીવ જોખ ને જર જશે, મે'ણાં દેશે લોક. ૮૪૪
સત્યવાદી કે' સુંદરી, પ્રીત તમે કહી પેર;
હું પરદેશે પરવરૂં, ઘરૂણી રહો તમ ઘેર. ૮૪૫
કૂડું શું બોલો કંથડા, કયમ કરે તરણા મેર;
હું રૂપવંતી જોબનપણે, તરૂણી વરસે તેર. ૮૪૬
મારો તો તું જીવડો, દેખું ત્યહાં રહંત;
અજર થાયે જો એક ઘડી, વાયુ પે'લો વહંત. ૮૪૭
પરઘરતી પરદેશડે, ખાંતે ઘોડા ખેડય;

અમો કરીશું ચાકરી, મુજને સાથે તેડચ. ૮૪૮
છત છાની તે નવ રહે, નારી (રે'શે) કયમ એક દીસ;
એ તો મેં નવ ઉપડે, તારો ભાર તો શીશ. ૮૪૯
નારી કે' અમો નર થશું, ધારણ રાખજો ધીર;
જ્યાં જાશું તેવા થશું, માતા જાયા વીર. ૮૫૦
સુખ દુઃખ કો કોએતણું, કો આગળ નવ કે'ણું;
પાપ પંચ હત્યાતણું, વેદ વચન છે વેણ. ૮૫૧
સૂશું, જમશું, બેસશું, સોહાવીશું સેજ;
અંતર બે બાંધવતણું, હૈડે રાખશું હેજ. ૮૫૨
કંથ કે' સાંભળ કામની, કામ નવ જાણો કંથ;
કામ વાસના કરો નહિ, (તો) પરવરો સુખે પંથ. ૮૫૩
આપણ ઘેરે આવશું, ત્યારે નર ને નાર;
સુખે સાથ તેડો મને, શું કહું વારંવાર. ૮૫૪

## ચોપાઈ.

નર નારી જુગતે જોડલાં, ઘણાં મૂલી બેને ઘોડલાં;
શણગાર બે પુરૂષના સજ્યા, ભૂપત જેવા એ બે ભજ્યા. ૮૫૫
વજીરને તો સોપ્યા વાસ, પૂરણ દ્રવ્ય મૂકયો તે પાસ;
નિશા સમે નરનારી ગયાં, સ્નેહ ઋણુથી સુખિયાં થયાં. ૮૫૬
ખેડ ખેડ કરતાં બંને જાય, કોને ન ગણે લેખા માંય;

ભૂપત ભારે વિદ્યા ભણ્યા, જાણે એક જનુનીના જાણ્યા. ૮૫૭
ચંદ્રાવતીનો રાજા ચંદ્ર, અધિકાર જોતામાં ઇંદ્ર;
અલખત સેના ઘરમાં ઘણી, બાણું લાખ ગઢ માળવતણી. ૮૫૮
ધારા માંહિ કરે તે રાજ, અસત્ય અન્યાય તનથી ત્યાજ;
ઇંદ્રાદે તેને ઘેર નાર, લક્ષણ તેમાં વીશ ને બાર. ૮૫૯
શિરોમણિ તે માંહે સતી, પવિત્ર ઘેર પોતાનો પતિ;
તે ગામે આવ્યા બે સ્વાર, જાણે કંદર્પનો અવતાર. ૮૬૦
રામલક્ષમણ સરખી જોડય, નહિ કેને ખાંપણ કે ખોડ;
દેવ દેવાંશી સરખાં દીઠ, મહીપતને મન લાગ્યાં મીઠ. ૮૬૧
બોલાવ્યાં દઇને ઘણું માન, પ્રીત કરીને આપ્યા પાન;
કોણ દેશતણા છો રાવ, ક્યાંથી આવ્યા ને ક્યાં જાવ? ૮૬૨
શા શા સગા ને શું તમ નામ, શું ધાર્યું છે મનમાં કામ?
બાળાપણમાં બાળે વેશ, કેમ નિકળ્યા પંથ પ્રદેશ. ૮૬૩
તે બોલ્યા મન ધરતાં લાજ, મન ધરજો મોટા મા'રાજ;
રજપૂતરાય જાણો એ વાત, સગપણ ભારે છું બે ભ્રાત. ૮૬૪
ગામ નામ કહું છું કથી, અમને કો ઓળખતું નથી;
બાંધવી મન સતશું બાકરી, ચિત્તમાં ચાહું છું ચાકરી;
દાણો પાણી હોશે જ્યહાં, તે ઠેકાણે રહેવું ત્યહાં. ૮૬૫

છપ્પો.

કહિયે પિતાનું નામ, જો કંઇ રૂડું કરિયે;

કહિયે પિતાનું નામ, (જો) ઠામઠેકાણે ઠરિયે;
કહિયે પિતાનું નામ, જયહાં ઓળખે આપે;
કહિયે પિતાનું નામ, જયહાં ખત લખતું છાપે;
વંશ કહેવો વિવા વિષે, ઠકરાત દેખાડે ઠાકરી;
છે નામ અમારૂં નાનીઆ, ચિતમાં ચાહું છું ચાકરી. ૮૬૬
સુખી તે ઘરબાર, સુખી વિદેશ ન જાયે;
સુખી સજે શણગાર, સુખી ખડધાન ન ખાયે;
સુખી ન ફિચકે ભાર, સુખી ઓશિઆળ ન વેઠે;
સુખી નવ રે' આધીન, સુખી નવ માનજ એઠે;
સુખી અનેક શોભા ધરે, કરે છે કલ્પના કામની;
સામળ નવ સુખમાં સાંભરે, રટના સીતા રામની. ૮૬૭

## ચોપાઇ.

ઘરમાં અંધાવ્યા ઘોડલા, જશવંત રાખ્યા જોડલા:
ખાન પાન પોશાગો પેર, ઘણા હેતથી રાખ્યા ઘેર. ૮૬૮
પાસે મહેલ મેડીના ઠામ, સુખી આલ્યાં ચોકીનાં કામ;
કલોલ કોટિ પ્રકારે કરે, સહુ સભા દેખી મન ઠરે. ૮૬૯
રમત રમે આપે એકઠા, સેતરંજ ગંજીફા સોગટાં;
વાચે જંત્ર કરે શુભ રંગ, સુભટ મોટાનો કરે સંગ. ૮૭૦
કથા વારતા કીર્તન કર્ણ, થયાં વરસ એમ કરતાં ત્રણ;

મુસ્તક મરડી બાંધે મોલ, સામત બેય વરસ છે સોળ;
કોય ન પ્રીછે તેનો પાર, કોય ન જાણે નર ને નાર.૮૭૧

## છપ્પો.

ચતુર નરનું છિદ્ર, અવર લોકો નવ જાણે;
ચતુર નરનું માન, મોજ ઘણેરી માણે;
ચતુર નરનો વણજ, જણાય ન લેવું દેવું;
ચતુર નરનું પુણ્ય, કોય ન જાણે કેવું;
વળી ચતુર નરનો પાર તે, કો પંડિત નવ પારખ્યો;
મૂરખનાં મૂળ જાણે સહુ, સાંભળ કે' શઠ સારખો. ૮૭૨

## ચોપાઇ.

શ્રાવણ માસ આવ્યો શુભ જંત, સતવાદી શિવને પૂજંત;
કાળી અંધારી માઝમ રાત, સૂતાં માનવી જાતો જાત. ૮૭૩
ગાજે મેહ ઘણો ઘનઘોર, દાદુર મોર કરે બહુ સોર;
વીજળીઓ ચળકારા કરે, કાયરનાં મન દેખી ડરે. ૮૭૪
દુખીઆ પુરૂષ દેહે દુઃખ, શ્રીમંત પુરૂષને માં સુખ;
કામી પુરૂષને વાધે કામ, ગાજે ગગન ધુન બાધું ગામ.૮૭૫
જાગ્યો વિરહ વિરહિણી ઘણો, વિયોગ સંભારે વા'લાતણો;

પિયુ પિયુ પપૈયો કરે પુકાર, અનંગ પીડા તો અપરંપાર.૮૭૬
નરનારીને વાધે નેહ, વિરહીકેરાં હૃદયે વેહ;
ઝબક ઝબક ઝબકારા થાય, ઉપર બેઠાં રાણી રાય. ૮૭૭
ઘન ગાજે કરેછે જોખ, ગુણવંતાં બેઠાં છે ગોખ;
વિનોદ વારતાની છે વાત, વાગે ચો ઘડિયાં મા'જમ રાત.૮૭૮
અનંગ અંગમાં પેઠી ગયો, ચપળાનો ચમકારો થયો;
કામની કાયા વાપ્યો કામ, મન નવ રહેવા માંડયું ઠામ.૮૭૯
સેજ એક બેઠાં છે ઠરી, સપૂત પાસે સતી સુંદરી;
નરશું નેહ ધરે જેટલે, પહેલી વાત પ્રીછી તેટલે. ૮૮૦
અરે પ્રભુ એ તો શું થાય, બોલ બંધ અમારૂં જાય;
પાણી જાએ પરીઆંતણું, દૂભાશે પરમેશ્વર ઘણું;
નર કે' નારનું વચનજ ગયું, વળતું તે તેમાં શું થયું.૮૮૧

છપ્પા.

એક વચનને કાજ, બળિ પાતાળે પેઠો;
એક વચનને કાજ, રંક રાવણ થઇ બેઠો;
એક વચનને કાજ, વેચી હરિશ્ચંદ્રે નારી;
એક વચનને કાજ, પાંડવ હાર્યા પ્યારી;
વળી એક વચનને કારણે, ભડ પાંચે વનમાં ભમ્યા;
કહે સામળ વચનજ કારણે, સો કીચક સાથે શમ્યા. ૮૮૨

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર પરઠ્યું પાણી;
વચન એકને કાજ, કૃષ્ણ કુબજા ઘર આણી;
વચન એકને કાજ, હરે હાળાહળ પીધું;
વચન એકને કાજ, દેવવૈર દૈત્યે લીધું;
શુભ કર્મ ધર્મ ને શર્મ સૌ, વચનજ જતાં તે વહી ગયું;
કવિ સામળભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું.? ૮૮૩
છૂટું મૂકિયે મન, ભ્રષ્ટ થાયે સૌ ભાતે;
છૂટું મૂકિયે મન, વણસે વરવી વાતે;
છૂટું મૂકિયે મન, ગર્થને ગુણ ગમાવે;
છૂટું મૂકિયે મન, ભામણે તેહ ભમાવે;
મન ઉપર અંકુશ રાખવો, જેમ વાળિયે તેમ તે વળે;
સામળ કહે મન વશ કરે, વચન સફળ તેનાં ફળે. ૮૮૪

## દોહરા.

માનનીએ મન વાળિયું, ધીરતા રાખી ઠામ;
ફટ ફટ રે તું પાપીઆ, કેમ પ્રગટે છે કામ ! ૮૮૫
એમ કહી એક દોહરો, કહ્યો માનુની કે'ણ;
હૈડાનું હોઠે આવિયું, વદન કે'વાયું વેણ. ૮૮૬
"ચપળા કયમ ચમકો તમો, વર મારો વિદેશ;
વસશું વાસ અમોતણે, (ત્યારે) વીરો વર કરેશ. ૮૮૭

પપૈયા કયમ પિયુ પિયુ કરે, પિયુ મારો પરદેશ;
પર મુલક તજી ચાલશું, (ત્યારે) વીરો વર કરેશ" ૮૮૮
એમ કહી મન વાળિયું, ધારણ રાખી ધીર;
ખુશાલી થઈ ખુંખારીઆં, નિર્મળ પીધું નીર. ૮૮૯
વિનોદ હાસની વારતા, ભણવા માંડ્યા ભેદ;
વાત તો વિસારે પડી, કાણું માત્ર નહિ ખેદ. ૮૯૦
ઊપર રાણી ને રાયજી, સૂતાં'તાં સજ્જાય;
નરપતિ નિદ્રાવશ હતો, જાગે કામની કાય. ૮૯૧
(તે) બત્રીશ લક્ષણી બહુ ગુણી, ચતુરા ચતુરસુજાણ;
તેજપુંજ તરતીબશું, ભલપણ કેરી ભાણ. ૮૯૨
(તે) વચન વનિતાએ સાંભળ્યું, (જે) બાળા બોલી બોલ
કોણ બોલ એવા કહ્યા, તનથી કીધું તોલ. ૮૯૩
વીરાને કેમ વર કરે, એ તો વિપરીત વાત;
કે'નાર તો કોઈ કામની, (એ) જુવતી કેરી જાત. ૮૯૪
પુરૂષ નહિ એ પ્રેમદા, (એ) વિરહિણીનાં વચન;
કાયાથી કંદર્પ કોપિયો, મારી નાખ્યું મન. ૮૯૫

## ચોપાઇ.

હૃદે વિચારતાં વીતી રાત, પૂરણ પુનઃ થયો પ્રભાત;
રાજા ઉઠી તતપર થયો, ઘરૂણીએ આવી પાલવ ગ્રહ્યો. ૮૯૬

સાંભળો મારા સ્વામી તમો, એક પ્રશ્ન પૂછુછું અમો;
વચલી મેડીએ ચાકર કોણ, અસલી છે કે રાખ્યા ઓણ.૮૯૭

## દોહરા.

રાણીને કહે રાયજી, કથન સાંભળો કર્ણ;
પંથી પરદેશી પંથીઆ, રાખ્યે વર્ષ થયાં ત્રણ. ૮૯૮
બે બંધવ છેં બાળકા, રાજ્યવંશી સ્વરૂપ;
સત્યવાદી સુલક્ષણા, ભારે કર્મના ભૂપ. ૮૯૯
ખાસ ખેલ ખલબત ખરી, આલી સોંપી પ્રીત;
ખાય પીએ ખૂબી કરે, રાજ્ય વિદ્યાની રીત. ૯૦૦
નારી કે' નરપતિ સુણો, (કહું) કથન સુણિયે કાન;
સંદે' ન રાખો તેહમાં, મનસા સિદ્ધથી માન. ૯૦૧
એક કંથ એક કામિની, એક નર ને એક નાર;
બંધવ નો'ય એ બે જણા,(એક)ભામિની એક ભરતાર.૯૦૨
પુરપતિ કે' સુણ પ્રેમદા, મૂરખ તારો મેળ;
ભ્રાત એક માના જણ્યા, ખોટો તારો ખેલ. ૯૦૩
નર થઇ નારી કેમ રહે, ઘણા અંગારે ઘૃત;
પીગળ્યા વિના તે કેમ રહે, વિપરીત એ તો વ્રત. ૯૦૪
નરનારીના નેહડા, નરનારીનાં નેણ;
તે તો છાનાં કેમ રહે, વનિતાકેરાં વેણ. ૯૦૫

## ચોપાઈ.

ડાહી મોકલી એકજ દાસ, પ્રીતે બે તેડાવ્યાં પાસ;
આસન બેસણુ માંડ્યાં અતિ, જોઈ કર્મની રેખા રતિ. ૯૦૬
વંચાવી કાગળ જોયાં વેણ, નેહ નરખીને જોયાં નેણ;
રાખી પરોણા પ્રીતે પેર, ઘણા હેતથકી તે ઘેર. ૯૦૭
બે જણ(ના) કર ઝાલ્યા કામની, આજ જાગ્યાં છો તમો જામની;
ગાતાં'તાં ગાથા ને ગીત, પૂર્ણ મધ્ય નિશાની પ્રીત. ૯૦૮
તે તો ગાઈ દેખાડો મુને, તેનો સરપાવ આપું હું તુંને
માન્યું તુજ ઉપર મુજ મન, તમો પેટ મારા'ના તન. ૯૦૯
તેની તે તમો ગાથા ગાવ, વીરો વર કર્યાનો દાવ;
જુવતી હતી તે ઝાંખી થઈ, સુણતાં વાત પે'લી તે લહી. ૯૧૦
અરૂણથકી અંબુજ કરમાય, વરૂણથકી જયમ અગન હોલાય;
લેણદાર દેખી દુઃખ થાય, કરજદાર જેવો કરમાય. ૯૧૧
એમ કરમાઇ તે કામની, ભામિનીએ ભાળી ભામિની;
રાણી(એ) ચાંપી પોતાને હૃદે, વાણી અમૃત જેવી વદે. ૯૧૨
દેખે રાજા દેખે કંથ, અલ્પ વાત રાખી છે અંત;
કર પકડી સુવાડી સેંજ, હૈડા સાથે આણી હેજ. ૯૧૩
હાથે વસ્ત્ર વિસર્જન કર્યાં, પુરૂષતણાં આભૂષણ હર્યાં;
ચણિયા ચોળી પે'રાવ્યાં ચીર, નારીતણું ત્યાં વાધ્યું નીર. ૯૧૪

ચતુર એકલાં બેઠાં ચાર, એ નરનાર ને એ નરનાર;
એ વાતનું તો અચરજ અડચું, કેમ પરદેશે જાવું પડચું? ૯૧૫
માંડીને કહી વિગતે વાત, સાંભળ રે તું મારી માત;
સદાવ્રત શોભા કારણે, બેહુ જણ નીકળ્યાં(છું) બારણે. ૯૧૬
સાચાં માન્યાં સર્વે વ્રત, તાજો રથ જોડાવ્યો તર્ત;
સાસરવાસો પૂરણ કરી, મોટી વે'લ એક મો'રે ભરી. ૯૧૭
ગામ સુધી વળાવી દીધ, કામ પુણ્યતણું ત્યહાં કીધ;
મોહનાએ કહી એ વાત, સુણો સ્વામીજી વિખ્યાત. ૯૧૮
હું નહિ મૂકું તારી કેડ, તરૂણી કે' મુને સાથે તેડ;
પંડિત ગયો પોતાને ગામ, ગામ નામ લખી રાખ્યો ઠામ. ૯૧૯
નરનારી બે ઘોડે ચઢયાં, માત પિતાને પાયે પડયાં;
મધરાત સમે ચાલ્યાં બે જણાં, પુરૂષ વેષ ગુણવંતાં ઘણાં. ૯૨૦
બત્રીશ લક્ષણ બુદ્ધિ નિધાન, જાણે અષ્ટાદશ વિધાન;
મહામદથી બેઉ મા'લિયાં, ચતુર નરનારી ચાલિયાં. ૯૨૧
જ્યાં દાણો પાણી ત્યાં જાય, સ્નેહ ઘણો તે સુખીઆં થાય;
શુકન વાટ માંહે સૂઝિયા, પુરૂષ(ને) પ્રેમદાએ પૂછિયા. ૯૨૨

છપ્પા.

ડાબી થાય જો છીંક, કામ કરી ઘર આવે;
તોરણ બાંધે ચાસ, લાભ લાખેણો લાવે;

ડાબી દેવા દાબ, (તો) રાજ આપે તે રિદ્ધિ;
જમણો ભૈરવ અનુમાન, સંપત સુખ આપે સિદ્ધિ;
વાજીંત્ર નાદ નૃત્યકીતણો, વળિ કુમારિકા કુંભે ભરી;
છત્ર દરશન ચામરચરમ, સામળ કે' કામ આવે કરી. ૯૨૩

## દોહરા.

મળે કાષ્ટના કોયલા, મળે છાણુ ને છાશ;
મળે કાંટા કે કુશકા, (તો) વેદ ન આવે વાસ. ૯૨૪
મળે વેરાગી વરતીઓ, મળે રજસ્વલા રંડ;
વણ ટીલે વાડવ મળે, (તો) દેવતણો એ દંડ. ૯૨૫
મળે જટિલ કે ઝાંખરાં, (કે) કામની છૂટે કેશ;
મળે બુધ હીણુ બાયલો, (તો) હાણુ કરે હમેશ. ૯૨૬
મળે માલણુ ફળ ફૂલશું, મળે તંબોળી પાન;
મળે નાપિક કર આરસી, (તો) ધનના ઢગલા ધાન. ૯૨૭
કર કાઠી કુવાડલો, કર કરવત સૂતાર;
ફરિ ન દેખે દેશને, જો કર લોહું લુવાર. ૯૨૮
ચર્મકાર ચર્મી લઇ મળે, મળે ચામથો ચોર;
વેચે સાવરણાં સૂપડાં, [તો) મારગ મારે ઢોર. ૯૨૯
ગાતી આવે ગોરડી, ભણતા આવે બ્રહ્મ;
ધણ મળે ધેનુતણું, તો તો ખોલ્યું કર્મ. ૯૩૦

લવણ કે લોહું મળે, મળે પાણી કે પરડ;
તેને મરણ છે ઢુંકડુ, મળે ખડગ કે ભરડ. ૯૩૧
ગૂણ્ય સહિત ગોધો મળે, પોઠી પોઠ સમેત;
ધજ સહિત તે ગજ મળે, (તો)લાભ રાજનો લેત.૯૩૨
વણ પખાલ પાડો મળે, ઉપર સ્વારી ઊંટ;
વેડાંગ વિણ પલાણથી, (તો)ચિંતા થાય ચોખૂટ. ૯૩૩
મળે ધૂમાડો ધૂમતો, મળે મહુડાંની મોટ;
મળે તરણ કે તુંમડાં, (તો)ખરી વેપારે ખોટ. ૯૩૪
મળે કસુંબાં કાપડાં, મળે મોતી કે મોર;
તો દામ આવશે દશ ઘણો, (તો)વસત વો'રંતી વો'ર. ૯૩૫
સારી વાત જો સાંભળે, સારૂં દેખે દષ્ટ;
સારૂં કરવા(જો)સંચરે,(તો)કદા ન પામે કષ્ટ. ૯૩૬
હળ પંજેઠી હાથમાં, મોટ માથાપર બીજ;
મળે કણબી જો કણશાલી,(તો)રામ સંધાને રીઝ. ૯૩૭
બાંય ધર્યો હોય (જો) બેટડો, માથે હોયે ચાર;
ભેંશ હાંકે જો ભામિની, (તો) નિશ્ચે પરણે નાર. ૯૩૮
ઘાણું ભર્યું હોય ગાડલું, હળપતિ હાંકણહાર;
ધોળા ધોરી (હોય) જોતર્યા, (તો) અલખત અપરંપાર.૯૩૯
ભૂખ્યો આવે ભાંડતો, (કે) ફાકતો આવે લોટ;
છૂટી ચાલે છેલડો,(તો) ખરી આવે ઘર ખોટ. ૯૪૦

કશકશતો આવે કૂતરો, હરખ ઘણેરો હામ;
સન્મુખ થઇ જો સાંઢિયો, (તો) કરીને આવે કામ. ૯૪૧
કોકિલ મળે કર કામઠે, મળે કટારે ભાટ;
ખડગ હથિયારે ક્ષત્રીઆ, (તો) વેદ સમારે વાટ. ૯૪૨
પોથી પકડી પંડિત મળે, પૂજ્યો અરચ્યો પેર;
એ શુકનથી સંચરે, (તો) ગર્થ રળી આવે ઘેર. ૯૪૩
ખોળ તેલ કપાશીઆ, આટો કૂટો ઈંટ;
આંકડ મૂછો મારગ મળે, (તો) પડે પાંણુ કંઈ પીઠ. ૯૪૪
માથા ભોડા માંજરો, વામણો દામણો દેહ;
રોગી મળે કે રાંડવો, (તો) માથે દુઃખનો મેહ. ૯૪૫
વૈદ્ય મળે વણકોથળે, પંડિત પોથી હીણ;
વણતાજુએ વાણિયો, (તો) ખરા લાભમાં ખીણ. ૯૪૬
ધોયે વસ્ત્ર ધોબી મળે, (તો) તોલ લાભમાં તર્ત;
માર્ગ મેલે વસ્ત્રે મળે, (તો એ) મેલ પમાડે મર્ત. ૯૪૭
સાંભળ શામા સુંદરી, અધિક શુકન છે આજ;
કો એક કષ્ટ છે વાટમાં, પછી બેસાડે રાજ. ૯૪૮

## ચોપાઈ.

વાતો કરતાં વાટે વહ્યાં, ઘણાક જોજન ગામે ગયાં;
ઉતર્યાં જઈ ચોટાની માંય, બાંધ્યા અશ્વ તરતીબે ત્યાંય. ૯૪૯

તરતીબવંત દીઠા બે તાચ, આવી ગુણકા કરવા નાચ;
ગાન તાન ને માંડચો રાગ, નહિ પગ મેલણુ કેરો માગ. ૯૫૦
હાવ ભાવ કટાક્ષે કરી, લે કામિની પુરૂષ મન હરી;
જુવતી ભાવ કરે જેટલે, શામા સાન કરો તેટલે. ૯૫૧
પ્રીછવતી (એ) પોતાનો પતિ, મોટમ પદવી મોટમ મતિ;
વરણાગી વપુની વરત, તોલ કર્યો ગુણકાએ તરત. ૯૫૨
કોઈ કાતક સરખાં ચે'ન, નર છે પણ નારીનાં નેણ;
સ્વરૂપ સાજે સામા સાથ, હેતે કોટમાં ઘાલ્યો હાથ. ૯૫૩
વળી ખોળામાં મૂકી શીશ, એમ ખ્યાલ ગાયા દશવીશ;
ખરી નીશા પોતાની કરી, સોય વશા શોભે સુંદરી. ૯૫૪
દીલ રીઝવી દાઓ દઉં, લાડ કરી લલિતાને લેઉં;
પામી રીઝ તે પૂરણ પેર, ગુણકા ગઈ પોતાને ઘેર. ૯૫૫

## દોહરો.

મોટા કણ મોતીતણા, આંબળા જેવડાં બેહ:
તરત લઈ આવી તારૂણી, ઘણો ધરી મન નેહ. ૯૫૬
મેવા મીઠાઈને મોતીઆ, ભૂપતને કીધ ભેટ;
તમ જોગ છે તમ લીજીએ, ઠાઠ કર્યો એમ ઠેઠ. ૯૫૭
મદન કહે સુણ માનની, આસાથે શું સૂલ?

વેચવાં હોય તો વણિકને, તેડી કરાવો મૂલ. ૯૫૮
ગુણકા કે' ઘેલા થયા, શો મોતીમાં માલ;
તમ સરખા જો રીઝશે, (તો) કરો નિમેષમાં ન્યાલ. ૯૫૯
મોહના કહે એ મોતીઆં, બેનો તો નહિ અર્થ;
કહાશ ચાર હોય જોડિલાં, (તો) આપું ગણીને ગર્થ. ૯૬૦
કપટે બોલી કામની, પૂરણ પ્રીતે પેર;
સાથે આવો (તો) સોંપીએ, બીજાં બે મારે ઘેર. ૯૬૧
જાતિસ્વભાવ જુવતી તણો. (જે) જાયે લોભમાં જીવ;
વિનાશકાળ વિપરીત મતિ, કરનાર તો દૈવ. ૯૬૨
મદને વારી મોહના, કરીએ નહિ એ કામ;
એહ અજાણી નાર છે, એહ અજાણ્યું ગામ. ૯૬૩
જખ મારેછે કહી ગયો, થઈ ઘોડે અસ્વાર;
ચતુર ચોવટામાં રહ્યો, નારી સાથ ગઇ નાર. ૯૬૪
ચેડાંગ વાર્યો (તે)વાટમાં, મોટા તેના મે'લ;
ચિત્ર ભણી બહુ ચંતની, સઘળી વાતે સૈ'લ. ૯૬૫
આદરભાવ અતિશે કર્યો, શત વાતે સનમાન;
મોતી મુખ આગળ ધર્યાં, પ્રીતે મેલી પાન. ૯૬૬
બીજી એક દાસી મોકલી, મદન પાસ ત્યાં મર્મ;
વાત બનાવી ત્યાં કરી, અતિશે વાત અધર્મ. ૯૬૭
ચૂગલી થઈ છે ચોતરે, વિપરીત વારંવાર;

ચતુર નર ચોટે ઉતર્યો, (તેમાં) એક નર ને એક નાર. ૯૬૮
નારી તણો *ચેનિ કર્યો, રૂડું દીઠું રૂપ;
ચેતો ચેતો ચતુર નર, (એ) ભામિની લેશે ભૂપ. ૯૬૯
કપટ વાત એ રાયની, અમે સાંભળ્યું કર્ણ;
માટે ચેતાવા આવિઆં, (તમો) આવ્યા અમારે શર્ણ. ૯૭૦
પેલી ભાગોળે પૂર્વ દિશા, (અમે) કાઢી મૂક્યાં કામ;
છ જોજન છત્રાલ છે, રહેશે તેણે ઠામ. ૯૭૧
પરવરો તમે પંથડે, ક્ષણુ નવ લાગે વાર;
જાવ ઉતાવળા જઈ મળો, ભામની ને ભરથાર. ૯૭૨
છેટું જો પડશે રાયજી, વનિતા જોશે વાટ;
વાત સાંભળી વિસ્મે થયો, અંતર માંય ઉચ્ચાટ. ૯૭૨
અરે ઈશ્વર એ શું થયું, ભામની સાથે ભોગ;
વડાંગ બેશી વાટે વહ્યા, વેદ પડ્યા વિજોગ. ૯૭૪
બીક ઘણી તે બાળને, વળી વણિકની જાત;
નાસે નેવું ખડખડે, ભોળી ભયાનક ભાત. ૯૭૫
તસ્કર દેખી તરફડે, પાગ ન મૂકે પ્રીત,
બીકણ બીજા એથી નથી, રૂડા વણિકની રીત. ૯૭૬

## છપ્પા.

સ્થાનક બેઠો ત્યાં સિંહ, વન ગયો ત્યાં હરણું;

સોદા કામ શિયાળ, તાતો મળે ત્યાં તરણું;
ભોજન કામે ભીમ, મૈથુને શ્વાન સરીખો;
કુરકટ મરકટ રૂપ, પિંડ મોટેરો પરખ્યો;
બળીઆથી બે'શ થાયછે, ગરીબ સાથ ગાજે ઘણું;
ભાખવે કચરી કુટાણું તે, છે તોલડા'પણુ વણિકતણું. ૯૭૭
સહુ ભરે છે પેટ, વણિક ભરે છે વાંસો;
કો જર મૂકી જાય, પાછું લીધાનો સાંસો;
હીંગ મરી જીરા માંય, જર તે વાળી નાંખે;
વા'લો સગો સહોદર, સ્નેહ તેનો નવ સાંખે;
આપણ જો નાણું માગીએ, (તેને) કે'શે માગોછો દોકડા;
એ માગે જો અરધિયું, કે' (શે) લાવો રૂપીઆ રોકડા. ૯૭૮
વસે નહિ જ્યાં વણિક, તેહ તો ઉજડ કહેવું;
વસે નહિ જ્યાં વણિક, ત્યાંહિ વાસો નવ રહેવું;
વસે નહિ જ્યાં વણિક, ત્યાંહિ વેપાર ન કરવો;
વસે નહિ જ્યાં વણિક, ત્યાંહિ ભંડાર ન ભરવો;
વેહેવાર વિવેક વિદ્યા નહિ, વસે નહિ જ્યાં વાણિયો;
વર્ણ અરાઢમાં વે'વારિયો, સામળ કે' જુગતે જાણિયો. ૯૭૯
જીવ દયા પ્રતિપાળ, દિલ દાતા ને દાનો;
વણુજ વજીર ને વ્યાજ, મોટમે મહીપત માનો;
જરૂરી મજુરી અનેક, કપટ કિંકરી ને કણીઓ;

દોશીના દામ દલાલ, ભાર ભંડારી ભણીઓ;
છે ગુણ સાગર ગરવો ઘણું, લેણ દેણ લાયક લહ્યો;
વિવેક વિમળ વરવાણિયો, સામળભટ કવિએ કહ્યો. ૯૮૦

દઢ હૈડાનો ધીટ, નીરમાં નાણું નાંખે;
એ ડાહ્યા દિલ દીઠ, ભાષણ ભુંડું ન ભાખે;
અંગમાં પ્રગટે બુધ, સમે પરમાણે સૂઝે;
કરે લાખનો વણજ, જર વેરણો એ બુઝે;
કોશાર કરે કોડી તણી, ખરચે ક્રોડ જશ જાણિઓ;
ચાર વરણમાં ચતુર નર, વિવેક જોતાં તો વાણિયો. ૯૮૧

કરે વણિક વેપાર, વણિક વિવેકી ડાહ્યા;
અકલ ઘણી અપાર, વણિક જાયે નહિ વાહ્યા;
વણિક કરે નહિ પાપ, વણિક જારી નવ જાણે;
વણિક રે' ઝાળો સાંખી, વણિક અહંકાર નવ આણે;
વણિક નવ થાયે આકળો, મહાજનમાં મહિમા ઘણો;
બંદી છોડામણ બહાદુરો, સામળ તોલ એ શા'તણો.૯૮૨

## દોહરો.

બીહે ઘણું ખાએ ઘણું, ઘણી કોશીર કરનાર;
ઘણો વિવેક તે વણજમાં, શા'વટમાં સરદાર. ૯૮૩

## ચોપાઇ

તેહ મદન તો નાઠો તર્ત, જાણે માથે આવ્યું મર્ત;
મોહનાગુણકાને ઘેર ગઇ, વળતી તેની શી ગત થઇ. ૯૮૪
ગુણકાએ તો જોડ્યા હાથ, બોલી તે મોહનાની સાથ;
મારા ગામતણો ઠાકરો, અતિશે લંપટ છે આકરો. ૯૮૫
તેને જાણ તમારૂં થયું, એકાંત તેડીને મુજને કહ્યું;
એક નર ને બીજી છે નાર, જાએ નીકળી કરીને જાર. ૯૮૬
જથ જરવંતા દીસે જોર, આવ્યા હાથ આપણે (એ) ચોર
એ પુરૂષને પ્રાજે કીજીયે, નારીને આપણ લીજીયે. ૯૮૭
દિલ દયા ઉપની છે મુને, તેડી લાવી (હું) મંદિર તને;
કાઢી મેલ્યો (છે) તારો કંથ, પૂર્વ દિશા પશ્ચિમનો પંથ. ૯૮૮
માટે મંદિર મારે રહો, કામકાજ તે મુજને કહો;
શોભીતા પે'રો શણગાર, ભોગવો નિત્ય નવા ભરતાર. ૯૮૯
ચુઆ ચંદન બેક બરાસ, લક્ષ્મી લીલાલેર વિલાસ;
ખાવ પીઓ ને ખૂબી કરો, પ્રીત પરદેશીની પરહરો. ૯૯૦
(જો) ન ગમે વાત ને અમને નડો, (તો) પુરપતિ કારાગૃહમાં પડે;
પ્રીત કરો તો રાખું પાસ, (નહિંતો) દળણાં દળાવશે કરશે દાસ;
મુજ સહિત દાસી ત્યાં સહુ, રાય પોતાની કરશે વહુ. ૯૯૧

## દોહરો.

ચટકો લાગ્યો ચંતની, કબજ આવી હું કામ;
હિંમત મૂકી હારૂં નહિ, રૂડું કરશે રામ. ૯૯૨
સાબાસ સાબાસ કે' સુંદરી, પ્રીત વધારી પેર;
મારે જોઈએ એટલું, (હું) રહું તમારે ઘેર. ૯૯૩
લગાર મુખ મરડ્યું નહિ, વરવી ન કહી વાત;
અરૂણ એટલે આથમ્યો, થઇ અંધારી રાત. ૯૯૪
સૂતી સહુકો સુંદરી, ભર નિદ્રાવશ હોય;
મન એક જાગે મોહનાં, કળી શકે નહિ કોય. ૯૯૫
ચાતુરને નિદ્રા કશી, ન આળસ રાખે અંગ;
ચતુરા પડી છે પાશમાં, થયો ગુણકાનો સંગ. ૯૯૬
ઉઠી મન આળસ તજી, જરૂરપણે હું જાઉં;
ગુણકા ગુણ દીધો મુને, કાંઇ ઓશીંગણુ થાઉં. ૯૯૭

## છપ્પો

આપણ પાણી પાય, તેહને ભોજન દીજે;
આપણ નામે શીશ, તેને શત દંડવત કીજે;
આપણ ઘાસે દામ, કામ મોશનું કરીએ;
આપણ ઉગારે પ્રાણ, તેહને અર્થે મરીએ;
ગુણ કેડે ગુણ દશગણો, મનસા વાચા કરમે કહી;

અવગુણ કેડે અવગુણ (કરે) નહિ, તો પિતૃ પિંડ લેશે નહિ. ૯૯૮
પિતૃ ત્યારે લે પિંડ, કૂડ કપટ તે કાચું;
પિતૃ ત્યારે લે પિંડ, બોલિયે તેમાં સાચું;
પિતૃ ત્યારે લે પિંડ, ગુણ કેડે ગુણ કીજે;
પિતૃ ત્યારે લે પિંડ, વેર પિતાનું લીજે;
પિતૃ ત્યારે લે પિંડ, [જો] કષ્ટ પીયારાં, કાપીએ;
સામળ કે પિંડ પિત્રાઇ લે, જો વ્યાજ સહિતે આપીએ. ૯૯૯

## ચોપાઈ.

તે ગુણકા પોઢી'તી જ્યાંય, તે વેળા તારૂણી આવી ત્યાંય;
તેના મુખમાં ડુંચો દીધ, કટાર પોતાના કરમાં લીધ. ૧૦૦૦
ઉંઘ મધ્યે દીધી છે આંચ, છેદી નાસિકા અંગુળ પાંચ;
કાપી હોઠ બે અંગુળ એક, છેદ્યા કર્ણ બે કરી વિવેક. ૧૦૦૧
કાપી ચોટલો બાંડી કરી, મધરાત સમે નારી નીસરી;
શોભ્યો પુરૂષતણો શણગાર, આપે અશ્વ ઉપર અસ્વાર. ૧૦૦૨
ઈશાન ખુણે આપે ગઇ, વાટે તેની શી ગત થઈ;
વણિક વા'વ્ય દિશાએ ગયો, સમાચાર તેનો શો થયો. ૧૦૦૩
ભરતાર ભામનીકેરો ભોગ, વહેતી વાટે પડ્યા વિજોગ;
ચાલી ચતુરા ચતુરસુજાણ, પ્રમદા એકલી પંથ પ્રમાણ. ૧૦૦૪
જુવતી વાટે ચાલી જાય, દવ દીઠો બળતો વનમાંય;

તેમાં એક બળેછે નાગ, નાઠાનો નવ ફાવ્યો લાગ. ૧૦૦૫
પરમેશ્વરનું ધરિયું ધ્યાન, પ્રભુ મને થાઓ તુષમાન;
કરે તરફડાટ અરિ ઘણું, દુઃખ જાણ્યું તરૂણી તેતણું. ૧૦૦૬
અશ્વથકી ઉતરી તે હેઠ; મૂકી ઢાલ અગ્નમાં હેઠ;
પગ મૂકી પન્નગ કાઢીઓ, બહુ સુખ તેને વાધીઓ.૧૦૦૭
પોટલીએથી સિંચ્યું નીર, શીતળ થયું તેનું શરીર;
તે પન્નગને તો વાચા થઇ, કથા કામની પ્રત્યે કહી. ૧૦૦૮
તેં બળતો રાખ્યો મુજ દેહ, નિશ્ચે મુજને પ્રગટ્યો નેહ;
સર્પ બોલિયો રામા સાથ, હેતે મણિ એક આપી હાથ.૧૦૦૯
એહ અમૂલક શોભે સાચ, પ્રૌઢા ગુણ એમાં છે પાંચ;
સર્પતણું ચઢ્યુંહોય ઝેર, મરતો હોય યતો હોય કેર.૧૦૧૦
મણિ મેલે જીવતો તે થાય, ઝેર દુઃખ સમૂળુ જાય;
બીજો રકતપિત્તજે ગળે, દેહ અગ્નિની પેરે બળે; ૧૦૧૧
મણિ ઘશી ચોપડીએ તર્ત, કંચન જેવી કાયા વર્ત.
ત્રીજો હોય કાયા કોઢીઓ, સખત પાપ થયો લોભીઓ;૧૦૧૨
તેને ઘશી પાઓ દિન સાત, કાયા નીરોગ ભજે તે ભ્રાત.
ચોથો આંખે હોયે અંધ, પડલ આવેલાં લોચન બંધ;૧૦૧૩
અંજન કીધે કાપે કષ્ટ, ધજબંધ દેખે તે દષ્ટ.
પાંચમી વંઝા હોયે વેદ, ન આવે ઋતુ ખરો એ ખેદ;૧૦૧૪
આઠ દિવસ પાઇએ અર્ભ, ઘણી વંઝા પણ ધારે ગર્ભ.

હું છું વાસુકિકેરો વંશ, અવનિમાં પડયો છું અંશ.૧૦૧૫
રૂડું એ મારી પાસે રત્ન, જાળવી રાખે તું કરી જત્ન;
દેવતાને દુર્લભ છે એહ, તુજ ઉપર મુજને છે નેહ. ૧૦૧૬
તેં તો કષ્ટ મારૂં કાપિયું, એ રત્ન મેં તુજને આપિયું;
વળી એક કહુંછું તુંને, ભીડ પડે સંભારજે મુને.૧૦૧૭
(તરત) આવી ઊભો રહીશ ત્યાંય,વિષમ વાટ કે વસમી માંય;
હું ચાકર થઇ રહું તાહરો, તું તો પ્રાણદાતા માહરો. ૧૦૧૮
અધિક પ્રીતે (તે) મણિ આપિયો, ચાતુર નર પંથે ચાલિયો;
જોતો નગર તે જુગતે જાય,જઈ પોંચ્યો મહીડાપુર માંય.૧૦૧૯
કેલો પારખ કોટિધ્વજ દામ, રહેતો પ્રાંણવટી તે ઠામ;
નિશા વાસો રે'વા કારણે, બાંધ્યો અશ્વ તેને બારણે. ૧૦૨૦
મોટો જાણી દીધાં માન, ભાવતાં ભોજન મેવા પકવાન;
બેઠા વાત કરવા એકાંત, ભલપણ જાણી ભાગી ભ્રાંત.૧૦૨૧
મલિન તમારૂં કેમ વદન, રિદ્ધ છે ને કાં કરો રૂદન?
સાંભળ પંથી મારા ભ્રાત, મારા દુઃખની કહું એક વાત.૧૦૨૨
છપન ક્રોડ ટકા છે ગર્થ, એ તે શે આવે મુજ અર્થ?
ઘણે પાપે હું તે ગાંજીઓ,વ્યર્થ જન્મ થયો(હું)વાંઝીઓ.૧૦૨૩
નથી જોતું કો મારૂં મુખ, દે'માં પ્રગટયું છે મોટું દુઃખ;
જ્યારે મારો જીવડો જાય, પર દ્રવ્ય ખાલસાઇ થાય.૧૦૨૪
એક બેનતણી દીકરી, લીધી પાળવા પ્રીતે કરી;

નથી પરણાવી મેં તે બાળ, હમણાં તેનો છે કન્યાકાળ. ૧૦૨૫
એમ કહીને આંસુ ભર્યાં, તે પંથીએ મનમાં ધર્યાં;
સાંભળરે વણિકના તન, ધીરજ રાખજે તારે મન. ૧૨૦૬
ઋતુ સમે તુજ નારી ઠાઠ, મણિ ધોઇ દિન પાઓ આઠ;
રહેશે ગર્ભ પ્રસવશે પુત્ર, (શોળી)રે'શે તારૂં તો ઘરસૂત્ર.૧૦૨૭
નાગે કહ્યું'તું ત્યાં તેમ કર્યું, તે નારીનું હૃદયા ઠર્યું;
હૈડામાં પ્રગટ્યું બહુ હેત, સોંપ્યું તન મન ધન સમેત.૧૦૨૮
તમ પાસે માગુછું અમો, આ કન્યાને વરજો તમો;
તમ વિના પરણાવું આપ, તો પ્રલેકાળનું માથે પાપ.૧૦૨૯
રીતભાત તો કોડે કરી, મોહનાએ માણકદે વરી;
સસરા પાસે માગી શીખ, મન માંહે નવ આણી બીક. ૧૦૩૦
જરૂર જાત્રા મારે જવું, ઇષ્ટદેવ ઓશીંગળ થવું;
લાખક્રોડનો આપ્યો માલ, તે મૂકી ચાલ્યો તત્કાળ.
પિયેરમાં તે કન્યા રહી, મોહનાકેરી શી ગત થઈ. ૧૦૩૧

## દોહરા.

ચાલી ચતુરા ચંચળ ચિત્ત, જ્યાં બદ્રીકેદાર,
મનુષાદેહ સફળ ફળ્યો, જીત્યો શુભ સંસાર. ૧૦૩૨
પુરંદરસેન ત્યાં પુરપતિ, અંધ થઇ બેઠો આંખ;
દુઃખ દાવાનળ દેહમાં, સુખીઓ કેમ રે' સાંખ. ૧૦૩૩

અકળાયો ઘણું અધિપતિ, આવ્યો સમીપે ઇશ;
સ્નાન કરી સમર્પવા, માંડચું તેણે શીશ. ૧૦૩૪
દુનિયા મળી છે દેશની, સહુ રૈયતને શોક;
એવો રાય મળશે નહિ, ત્રાહુ ત્રાહ કે' લોક. ૧૦૩૫
મોહનાએ મન વિચારિયું, શે અર્થ આવે રત્ન;
જીવે મનુષ્ય તો જશ થશે, આઝાં કરી રાખું જત્ન? ૧૦૩૬
મહિપત તું મરીશ મા, ગુણવંત આવ્યો ઘેર;
અંજન કીધું આંખમાં, પુનઃ પ્રીતની પેર. ૧૦૩૭
અપળાવંત ચક્ષુ થયાં, તરણિ જેવું તેજ;
અતિ સુખ પ્રામ્યો અધિપતિ, હૈડે પ્રગટયું હેજ. ૧૦૩૮
કન્યા ઘેર કનકાવતી, દીધું કન્યાદાન;
રાજપાટ આ તુજતણું, મોહના પામી માન. ૧૦૩૯
(ત્યાં) કરસંપુટ કરી બોલિયો, સુણો સસરાજી સત્ય;
જોવા દેશ મન્ને ઘણો, પરમેશ્વર રાખે પત્ય. ૧૦૪૦
જરૂર જાવું છે જાતરા, આવીશ થોડે દીસ;
પૂજીશું પરબ્રહ્મને, ગોકર્ણેશ્વર ઇશ. ૧૦૪૧
મૂકી માનુની મંદિરે, ચાલ્યો ચતુરસુજાણ;
દમલપુર વિષે ગયો, (જહાં) ભીમ ભલેરો ભાણ. ૧૦૪૨
પદ્મમાકર પરધાન છે, પુણ્યવંત બહુ પેર;
મોહના અશ્વજ બાંધિયો, તે ગુણનિધિને ઘેર. ૧૦૪૩

ખાનપાન ભક્ષ ભોજયને, લવંગ સોપારી લીધ;
અરસપરસ અદકેરડી, વીતક વાતો કીધ. ૧૦૪૪
વાત કરતાં વજીરને, આંખે આંસુ ધાર;
દુઃખ અર્ણવમાં તે પડયો, અપરંપાર અપાર. ૧૦૪૫
કહો છો તે સર્વે ખરૂં, નર ઝાઝા વિજોગ;
એકજ એક છે દિકરો, તેને છે ક્ષયરોગ. ૧૦૪૬
સોળ વરશે સંલક્ષણો, કળા બોંતરી બાર;
પદ્મિનીથી પંદર ઘણી, નવ વરસની નાર. ૧૦૪૭
તેના પિતાને તન નથી, એ કન્યા છે એક;
દુઃખ દાવાનળ દેહમાં, વિપરીત એહ વિવેક. ૧૦૪૮
એ દુઃખે દાઝી ગયા, દહન કરીશું દેહ;
બે દુઃખ કેમ વિસારિયે, નેંણે આંસુ મેહ. ૧૦૪૯
છેલ્લે ક્યારે પાણી ગયું, તોલ કરતાં તર્ત;
બે ચાર કે દશ દિવસે, માથે આવ્યું મર્ત. ૧૦૫૦
આ દુઃખ પામી મોહના, હૈડે રાખો ધીર;
શ્રીકૃષ્ણ કસર એને કરે, બળભદ્રકેરો વીર. ૧૦૫૧
પાયો મણિ ઘશી ઘશી, જશ પામી તે જોગ;
ક્ષણું એકમાં ખોવાઇયો, ખડતાલે ક્ષયરોગ. ૧૦૫૨
કંચન જેવી કાયા થઈ, જમે અઢીશેર અન્ન;
સુખસાગર અતિ ઉલટયો, માતતાતને મન. ૧૦૫૩

પ્રધાન પુત્રી પદ્મની, પરણાવી બહુ પ્રીત;
આપ્યા ગજ રથ ઘોડલા, રાજસ રૂડી રીત. ૧૦૫૪
વીસ દિવસ વાસો રહ્યા, કરી સસરાને અર્જ;
જાવું જરૂરી જાતરા, (શ્રી) કૃષ્ણદેવનું કર્જ. ૧૦૫૫
મહિલા મૂકી મંદિરે, પરવરીઆ તે પંથ;
ચંચળ અશ્વ ચલાવિયો, સમરી ઉમયાકંથ. ૧૦૫૬
ચાતુર પુરૂષ તે દીસતો, ચિત્ત ચિંતા ધરંત;
ચંદ્રાવતી નગરી વિષે, ચંચાળ પોતે ચંત. ૧૦૫૭
ચંદ્રસેન રાજા ચતુર, ચંદ્રાવતી ઘેર નાર;
ચંદ્રવદની ઘેર દીકરી, અધિક રૂપ અપાર. ૧૦૫૮
દોલત દુનિયા અતિ ઘણી, ઘણી લક્ષ્મી ઘરસૂત્ર;
કાયાકુષ્ટી કોઢીયો, પેટ નહિ તે પુત્ર. ૧૦૫૯
રકતપિત્ત રોગે રહ્યો, ચૂએ રૂધિર ને માંસ;
લક્ષ વીંછીની વેદના, પાપતણો પરશંસ. ૧૦૬૦
અન્ન નીર નિદ્રા નહિ, અંજણ આઠે જામ;
કરવત મૂકાવું કાશીએ, જાવું તેણે ઠામ. ૧૦૬૧
પ્રયાગ જઇ પ્રાજે કરૂં, દેહ પડે જો ગંગ;
તો તો સ્વર્ગ સધારીએ, જ્યમ ત્યમ રૂડો રંગ. ૧૦૬૨
પાટ સોંપ્યો પરધાનને, રિદ્ધ સિદ્ધ સહુ રાજ્ય;
પસ્તાનું કરી પુર વિષે, તન કરવાને ત્યાજ્ય. ૧૦૬૩

વિશ્વ બધું જોવા ગયું, કલકલ કરે કલપાંત;
પ્રયાગ જાય છે પુરપતિ, કરવાને દેહાન્ત. ૧૦૬૪
મોહનાએ મન વિચારિયું, ભારે દીઠો ભૂપ;
પાછો વાળ્યો પુરપતિ, રૂડો રાજસ રૂપ. ૧૦૬૫
શુભ વચને સંતોષિયો, ધારણ દીધી ધીર;
મણિ ઘસીને ચોપડ્યો, શુદ્ધ કર્યું શરીર. ૧૦૬૬
દિવ્ય દેવાંશી તે થયો, ભારે પામ્યો ભોગ;
કોઢ ટળી કંચન થયો, રોમ રોમ કાપ્યો રોગ. ૧૦૬૭
પ્રસન્ન થયો તે પુરપતિ, મનમાં થયો તે મગ્ન;
કન્યા પરણાવી કોડ શું, લઈ લાખેણું લગ્ન. ૧૦૬૮
(આ) રાજપાટ સર્વે તાહરૂં, આ તે તારો દ્રવ્ય;
ગજ રથ ઘોડા માલ ધન, (આ) ચાકર તારા સર્વ. ૧૦૬૯
તેર દિવસ તે ત્યાં રહ્યા, માગી વેદ વિદાય;
જાત્રા જઈને આવશું, ત્યારે આનંદ થાય. ૧૦૭૦
અશ્વ સજીને એકલો, પરવરિયો તે પંથ;
પુર દક્ષિણ પૃથ્વીતણું, ચંચલ રૂડું ચંત. ૧૦૭૧
ગયો ફરતો ત્યાં ગુણનિધિ, સોપારા ગુણ ગામ;
ધર્મધર રાજ્ય ધારાપતિ, નિર્મળ નરપતિ નામ. ૧૦૭૨
ચકવે રાજ્ય ચોખૂંટનું, કોકણ પર્યંત કરંત;
દુશ્મન દ્વેષી દેશપત, તેના દર્પ હરંત. ૧૦૭૩

ચ્યાનમી નર નમાવીઆ, શિર શોભાગ્યું છત્ર;
સિંહાસન સોનાતણું, પૂઠળ ચોડ્યાં પત્ર. ૧૦૭૪
આણુ ફરે અવનિ વિષે, અજીત નામ કે'વાય;
પેશાકશી સહુ પુરપતિ, જરૂર આપવા જાય. ૧૦૭૫
અલખત ઘણી અપુત્રીઓ, એ મોટો અન્યાય;
કૃષ્ણાવતી કંદર્પ સમી, કોડામણી કન્યાય. ૧૦૭૬
લાડકવાઇ લાડકી, બાળા બુદ્ધિનિધાન;
પરાક્રમ જોતે પદ્મિની, વરસઅાર નિદાન. ૧૦૭૭
પિતા જુએ નિત્ય પદ્મિની, કુળ શોધે જે કામ;
કાલ એને પરણાશું, સાત પુત્રને ઠામ. ૧૦૭૮
ઘર જમાઇ કરી રાખશું, તેને સોંપશું રાજ;
એમ દિવસ નિત્ય નિગમે, દુઃખ કરે તન ત્યાજ. ૧૦૭૯
એક દિવસ કૃષ્ણાવતી, પોહાડી હુતી સેજ;
બાવન ચંદન બરાસનાં, બોંક તરતીએ તેજ. ૧૦૮૦
પુષ્પ પાથર્યાં પલંગમાં, પુષ્પની ચોળી ચીર;
ગુલાબ અત્તર ને અર્ગજા, નિર્મળ તેનાં નીર. ૧૦૮૧

### ઇંદ્રવિજય.

ફૂલકી માલ બની ઇક સુંદિર, હાથમે ફૂલ લિયે જવું ખરી હૈ;
ફુલકિ સારિ હિ ફુલકિ ચોરિ હિ, ફુલકિ બાસ સુબાસ ભરી હૈ;

નેન ભયે દોઉ ફૂલ ગુલાબન, નાસિક ફૂલકી કાચિ કરી હૈ;
સામલ કે' ચહિ ફૂલહિ ફૂલ સુ, ફૂલહિ આપ બિધાત
ધરી હૈ. ૧૦૮૨

## દોહરા.

કેસર કાળી કસ્તુરી, ચંપક ચંમેલી જાય;
સુગંધ છે શતસંહસ્ત્રધા, કોમળ તેની કાય. ૧૦૮૩
દીપક બળે ચહુ દિસમાં, ઝળકે ઝાકમઝોલ;
બાળા વરસજ બારની, કરે નિત્ય કલોલ. ૧૦૮૪
સાહેલી સરખી સહુ, શોભિત દીસે સાત;
રમત રમાડે રીઝવે, આનંદ કરે દિનરાત. ૧૦૮૫
મદમત્ત મહિલા મા'લતી, જુવતી જોબન વેશ;
ભર નિદ્રામાં ભામની, છુટા શિરના કેશ. ૧૦૮૬
સર્વાંગજ સોહામણો, ભૂમિ સુધી ભાગ;
ખુશબોઇ લેવા કેશથી, ચઢયો નમેરો નાગ. ૧૦૮૭
કર લાગ્યો કામાતણો, દશી અંગુલી તર્ત;
પૂર્વ જન્મ વૈરે કરી, માનુની પામી મર્ત. ૧૦૮૮
અરૂણ ઉદે દીઠી નહિ, વાએ ચાલી વાત;
પ્રાણરહિત થઇ(તે)પ્રેમદા, અદકો મન ઉત્પાત. ૧૦૮૯
માતતાત ત્યાં આવિયાં, કરતાં કોપજ કેર;

કુંત્રીને પનંગ ડશ્યો. જુવતી ચઢિયું ઝેર. ૧૦૯૦
જીવે છે જુવતી હજુ, હલાવે છે નિજ હોઠ;
ઓસડ વેસડ ઉતારના, ઉપાય કર્યા કંઇ કોટ. ૧૦૯૧
દેશે કુંડો ફેરવી, ગલીકુંચી ને ઘેર;
પરણાવું તેને પદ્મિની, જેહ ઉતારે ઝેર. ૧૦૯૨
કોક હામ ઘાલે ઘણા, ભુઆ ગુણિ[illegible] ગુણવંત;
જડી મોંરા જોયા ઘણા, ઓષડ કરતાં અનંત. ૧૦૯૩

## છપ્પો.

તાલે પાંશરી હોય, તેહનો જાત્ર મળેછે;
તાલે પાંશરી હોય, તેહનો મંત્ર ફળેછે;
તાલે પાંશરી હોય, તેહને વિખ વળેછે;
તાલે પાંશરી હોય, તેહનો ફાલ ફળેછે;
જો તાલે પાંશરી હોયછે, (તેને) અવળાનું સવળું થાયછે;
સામળ કે' તાલે હોય પાંશરી, તેના ગુણ સહુ ગાય છે. ૧૦૯૪

## દોહરો.

મહીપતને સોહના મળ્યાં, દેહ ન ધરશો દુઃખ;
જુવતી કન્યા જીવશે, ઇશ્વર ભાગે ભૂખ. ૧૦૯૫

દૈવત છે એની દેહમાં, પિંડ માંય છે (હજી) પ્રાણ;
વિખધરનું છે વિખ ચઢલું, મણિધર મોટ મે'રાણ. ૧૦૯૬
મણિ એઢયો ડખ ઉપરે, વળગ્યો વરૂની પેર;
આળસ મરડી ઊભી થઈ, તરત ઉતર્યું ઝેર. ૧૦૯૭
જેજેકાર જશ વાધિયો, આનંદ ફેલ્યો અંગ;
તે વેળા ને તે ઘડી, રૂડો કીધો રંગ. ૧૦૯૮
કળશ ચિતરાવ્યા કનકના, દીધું કન્યાદાન;
ગામ જમાડયું મહીપતે, ગુણનિધિ દીધાં માન. ૧૦૯૯
દારિદ્ર ભાંગ્યાં દરિદ્રીનાં, જાચક જશ બોલ'ત;
ભાટ ચારણને બ્રાહ્મણા, ભલો ભલો કહ'ત. ૧૧૦૦
હીરા માણેક મોતીઆ, કનકે તોળી કાય;
રીતભાત પુરણ કરી, કોડે પરણાવી કન્યાય. ૧૧૦૧
ગુરૂ પુષ્ય મુહૂર્ત લઇ, કીધો પટ્ટાભિષેક.
છત્ર ધરાવ્યું શિર પરે, ફળી કર્મની રેખ. ૧૧૦૨
આનંદ ઘન વરખ્યો વહ્યા, તાપ કર્યો સહુ ત્યાજ;
ઘરજમાઇ કરી રાખિયો, રિધનિધ સોંપ્યું રાજ્ય. ૧૧૦૩
આણ વરતાવે એહની, મોહના મહીપત માન;
ખાય પીયે ખૂબી કરે, દિયે મનગમતાં દાન. ૧૧૦૪
હસ્તી ઉપર વાહન કરે, ચમર ફરે છે શીશ;
દુવાઇ ફરે છે દેશમાં, પ્રસંન ઉમયા ઇશ. ૧૧૦૫

મદન સંભારે મન વિષે, મૂકે મુખ નિઃશ્વાસ;
તેજ વૈભવ તરતીઅતર, મોઢે અતિ ઉલ્લાસ. ૧૧૦૬
પાન ફૂલ પરિમળ નહિં, નહિ પાટ પલંગ;
રમત ઉપર રાજી નહિં, આભ્રણ ન ધરે અંગ, ૧૧૦૭
પરણી છે જે પ્રેમદા, તેને દીધી આશ;
મુખ મારૂં જોશો નહિં, પૂરા તે ખટ માસ. ૧૧૦૮
તમારૂં વિખ વાળવા, તર્ક કર્યો મેં તર્ત;
છ મહિનામાં ગોતિએ, (તો) સાથે બનેલું મર્ત. ૧૧૦૯
પગ મા ધરશો પલંગપર, રખે જુઓ મુજ મુખ;
વાત કરતાં દિન વીતશે, શિવજી કરશે સુખ. ૧૧૧૦
સંતોષ રાખ તું સુંદરી, શુભ આરાધ્યો અંબ;
જગતજનુની જશરૂપા, જપીએ જપ જગદંબ. ૧૧૧૧
વંઝ બંધાવે પારણાં, શુભ આપે શણગાર;
આશા પૂરે અંબિકા, નોધારાં આધાર. ૧૧૧૨
મદન મેળવ તું માવડી, કે તું મુજને માર;
મદન વિના મહિમાં ઘણો, વૈભવ સર્વે વાર. ૧૧૧૩
મંત્ર જપે જગદંબનો, અહોનિશ પૂજે ઈશ;
મદન છ માસે નહિ મળે, (તો) શિવને સોંપીશ શીશ. ૧૧૧૪
પ્રપંચ રચ્યો એક પ્રેમદા, ધર્મની બાંધી ધજ;
અંન અવેરી આપવાં, સદાવ્રતની સજ. ૧૧૧૫

ચારે દેશે મૂકીઆં, જે કોઈ પંથી જાય;
મારગ વળતાં મોકલે, જેહ સદાવ્રત ખાય. ૧૧૧૬
ચાર વાટનું ચોવટું, દેરૂં કીધું દેવ;
પંથી જાય જે પંથમાં, (તે) કરે સદાશિવ સેવ. ૧૧૧૭
ચાર ચીતરી પૂતળી, અશ્વ પોતાને હાથ;
જેવી બ્રહ્માએ ઘડી, સ્વયં વિધાતા નાથ. ૧૧૧૮
શ્રીમુખ પ્રત્યક્ષ મોહના, નખશિખ કેશ કપોલ;
હાથ પગને નાસિકા, સજ્યા અંગ શુભ સોળ. ૧૧૧૯
માંચવસન તે છે વડી, નહિ મીન ને મેખ;
બ્રહ્મા ભૂલે જ્ઞાનમાં, સામુદ્રિક રતિ રેખ. ૧૧૨૦
ચિન્હ જાણ્યે અંતની, હાવભાવ કટાક્ષ;
મુખ બત્રીસી હસી રહી, ભમર ભમરાળી ભાખ. ૧૧૨૧
ચરણા ચોળી ચીર રચિત, આભ્રણ અતિ ઉદ્યોત;
શરદ પૂર્ણિમા ચંદ્રશી, ચિંતામણિની જોત. ૧૧૨૨
કામની કનકલતા જશી, કર્યું ચરિત્ર એ કામ;
તે મધ્યે લેખું લખ્યું, નિર્મળ મોહના નામ. ૧૧૨૩
મોહના જોડે મદન લખ્યો, બત્રીશ લક્ષણો બોલ;
સુખકમળ કમળ જશું, કંદર્પવત કપોલ. ૧૧૨૪
કર્ણ પર્યંત તે આંખડી, ઢીંચણ સુધી હાથ;
આજાનબાહુ અર્જુન સમો, જાણે પૃથ્વીનાથ. ૧૧૨૫

મદન નામ લખ્યું ત્યહાં, લખ્યું ઘર ઘરસૂત્ર;
પોઢલે ચરિત્ર લખી ચાતુરી, પ્રધાનતણો એ પુત્ર. ૧૧૨૬
તે પાસે પંડિત લખ્યો, ચિતર્યાં સરવ ચરિત્ર;
વિશ્વામિત્ર વશિષ્ઠવત, પુન્યવંતો પવિત્ર. ૧૧૨૭
કરમાં આપ્યો કોરડો, પાટ બેસવા પાસ;
પુસ્તક માંહે ટીપણું, અર્ભક ભણાવા આશ. ૧૧૨૮
અકલ આધાર ઇધાણનાં, અલંકાર અનેક;
શુકદેવ નામ સોહામણું, વિદ્યા વપુ વિવેક. ૧૧૨૯
પાસે પ્રધાનજ ચીતર્યો, (જે) પોતાના પતિનો તાત.
સામદ્દ શૂર શિરોમણી, જરવા પણ ગુણ બાત. ૧૧૩૦
ચાર વાટે ને ચોહાવટે, ચાર પૂતળાં ચિત્ર;
દે'રૂં પાસે દેવનું, પરબ્રહ્મ પુણ્ય પવિત્ર. ૧૧૩૧
દે'રામાં ચિતર્યો પુરપતિ, તે પોતાનો તાત;
ચિતરી સભા સોહામણી, જોવા સરખી વાત. ૧૧૩૨
શોભે ભંડાર સદાવ્રતે, (તહાં) અંન જમે તે જાય;
દરશન ને પૂજા કરે, તે તો સુખિયો થાય. ૧૧૩૩
મોહના તો મહીપત થયો, પૂર્ણ પ્રતાપી પેર;
મદનતણી ગત શી થઇ, ગુણકાકેરે ઘેર. ૧૧૩૪
નસાડ્યા નર નમેરાએ, જૂઠું બોલી જોર;
(તે) પાછું જોવા નવ રહ્યો, ચિત્ત વરતે જેમ ચોર. ૧૧૩૫

વાવનો કર્યો તો વાયદો, ત્યાં નવ દીઠી નાર;
થયો વિદેશ વિજોગિયો, અર્ણવ દુઃખ અપાર. ૧૧૩૬
છે ભૂખ્યો તરશ્યો ઘણો, ભારે ભરીઓ (એ) ભોગ;
ગર્થ ભંડાર ને ગોરડી, વા'લાતણો વિજોગ. ૧૧૩૭

छपय.

कवहु चढे गजराज, कवहु अरवाने पाये;
कवहु अमृत भोजन, कवहु खडधान न खाये;
कवहु पंच पोशाग, कबहु [नर] नंगा फरहि;
कवहुक सेवक साथ, कबहु किंकरपन करहि;
कबहु सदाव्रत देत हे, कवहुक भिक्षा मांडिये;
सामळ समरीए रायकुं, छेक हिम्मत नव छांडिये. ११३८
कवहुक कस्तुरी लेप, कवहुक छारहि चोले;
कवहुक साकर दूध, कबहुक विखहि घोले;
कबहुक अति उल्लास, कवहुक राढ हि रोवे;
कबहुक सेज किनखाब, कवहुक धरणी सोवे;
कबहुक दाम दश कोटिधा, चित्त गिनतिमे चूकिये;
कबहुक गांठ कौडी नहीं, तव हिम्मत नव मूकीये. ११३९

## ચોપાઈ.

હિમ્મત રાખી સમરી શકત, ભાવથકી તે કીધી ભકત;
વારવાર હું શી કહું વાત, મોહના મેળવ મારી માત. ૧૧૪૦
જપ જંખના કરતો જાય, ગયો રૂપાવતી નગરી માંય;
રામચંદ્ર તેનો રાજન, મહાદાતા મોટેરો મન. ૧૧૪૧
શામાદે ઘરણી શુભ રૂપ, ભાગ્યનિધિ ભામની તે ભૂપ;
અરૂણાનામ અરભકી એક, વિદ્યા વખાણુ વપુ વિવેક. ૧૧૪૨
બહુ ગુણુ બાર વર્ષની થઇ, પિતા પ્રત્યે એક વાતજ કહી;
સ્વઇચ્છાવર વરશું અમો, વર ખોળી જોશો મા તમો. ૧૧૪૩
નથી જોવો મારે રાય કે રંક, નથી જોવો વરણાગયો વંક;
નથી જોવી વિદ્યા કે વાણુ, નથી જોવી ધનકેરી ખાણુ. ૧૧૪૪
એક પૂછું તેનો ઉત્તર દિયે, તે સુજને વેચાતી લિયે;
એટલું પણુ મારે પાળવું, વચન જાતું હોય તે વાળવું. ૧૧૪૫
જે કોઇ પંથી પંથે પળે, તેને માનુની તેડી મળે;
પૂછે વાત જુએ ચાતુરી, અતિ પરણ્યાની છે આતુરી. ૧૧૪૬
જેથી ઉત્તર નવ દેવાય, તેને શિર એક દંડજ થાય;
શામ વદન કરે તે દીશ, ચૂનો ચોપડે તેને શીશ. ૧૧૪૭
વર્ત્ત વજાવે ત્યાંથી ઢોર, આપે એક સોનાની મોર;

(પછે) જાય ગામ કે ભીખી ખાય, સિફારસ તેની નવ
થાય. ૧૧૪૮

મદનસેન તે ગામે ગયો, પદ્મિની પાસે જઈને રહ્યો;
આસન બેસણું દીધાં માન, હાજર કીધાં ફોફળ પાન.૧૧૪૯
ભામની નિત્ય અંબાને ભજે, અભિમાન મનમાંથી તજે
અરે! અંબા તું મારી માત, કરૂં વિનતિ બે જોડી હાથ;
આને જ્ઞાન પોતાનું થજો, આ પંથી મારો વર હજો. ૧૧૫૦
દીઠો દેવાંશી શો દેહ, નારીને મન પ્રગટ્યો નેહ;
પ્રથમ પ્રશ્ન એક પૂછું તુંને, તેનો ઉત્તર આપે મુને. ૧૧૫૧

છપ્પો.

પ્રશ્ન—તજવું તે જે શુંય? કશું પરહરવું પ્રીતે?
બાળવું તે શું બોલ? ન શોભે તે કહો રીતે?
કરવું તે શું કામ? દાટવું તે શું કહિયે?
ભડ તે શું ભણ ભાત? શું કરે લાયક લહિયે?
કહો કરપી કામ તે શું કરે? ભુંડું તે શું ભાખિયે?
જો ઉત્તર આપો એ અધિક, તો કંથ કરીને
રાખિયે. ૧૧૫૨

દોહરો.

મદન કહે રે માનુની, પૂછ ગમે તે પેર;

પરણે તારે મન ગમે, કે બેશી રે' ઘેર. ૧૧૫૩

છપ્પા

ઉત્તર—તજ લંપટ જે ગોર, તજો નારી નિઃશંકી;
તજ તસ્કર જે તનુજ, તજો જે વાટ જ વંકી;
તજ મૂરખશું મેળ, તજો જૂગટે જે રમવું;
તજ ખોટાશું ખેલ, તજો પરન્યાતે જમવું;
વળી તજવી તનયા પારકી, તજ મોટાશું મમત કર;
તજવી પણ હોંસ હરામપર, સામળ કહે તજ જૂઠ જર.૧૧૫૫
પરહર પ્રીત પરનાર, પરહર નાર કુળ ક્ષોભી;
પરહર અટકણ અશ્વ, પરહર મિત્ર જન લોભી;
પરહર પૂત કપૂત, પરહરો પુરૂષ કુસંગી;
પરહર વાસ કુવાસ, પરહરો દાસ કુઢંગી;
પરહર જે કારજ પુણ્ય વિણ, પરહર ચાડી ચિત્તથી;
સામળ કહે પરહર પાપમતિ, પરહર પરનિંદા નિત્યથી.૧૧૫
બાળ પરાણે પ્રીત, બાળ નિર્ધનનું જીવ્યું;
બાળ બુદ્ધ કુબુધ, બાળ ખારૂં જળ પીવું;
બાળ સૂમની સેવ, બાળ કરપી ઘર નાણું;
બાળ ચુગલીની ચાલ, બાળ બકરી દુઆણું;
વળી બાળ વસવું જે સાસરે, બાળ બનેવી ઘર જવું;

સામળ કે' બુદ્ધિ બાળજે, દરિદ્ર પણ ડાહ્યા થવું. ૧૧૫૬

ન શોભે રાંડી રૂપ, ન શોભે વિપ્ર વણ વિદ્યા;
ન શોભે સેન વિણુ ભૂપ, ન શોભે સિદ્ધની નિંદા
ન શોભે આપ વખાણુ, ન શોભે જોરજ જૂઠું;
ન શોભે નીર વિણુ વા'ણુ, ન શોભે રંક પર રૂઠ્યું;
ન શોભે દેવળ દેવ વિણુ, ન શોભે ઘરૂણી ઘરપખે;
સાંમળ કે' શોભે નહિ, નૃપ જોરાવર જરપખે. ૧૧૫૭

કર સંગમ અતિ ઉંચ, કરો સદ્‌ગુરૂની સેવા;
કર કીરત જશ લોભ, કરો કારજ જર લેવા;
કર પરમારથ કામ, કરો પૂજન પરબ્રહ્મ;
કર વિદ્યા વિલાસ, કરો દાન શુભ ધર્મે;
વળિ કર ઉદ્યમ ડર પાપથી, કર સદ્‌બુદ્ધિ શુભ સાથમાં;
સામળ કહે કર સફળ ભવ, હરિ હીરો લઇ હાથમાં. ૧૧૫૮

ડાટ સૂમનું ધન, ડાટ અદાતાનું મુખ;
ડાટ કૂપીનું કાજ, ડાટ સ્ત્રીપાખી જે સુખ;
ડાટ ઘરનું છિદ્ર, ડાટ જે વાતજ છાની;
ડાટ આપ કલંક, ડાટ દુઃખદાયક દાની;
વળિ ડાટ ડહાપણ દીનનું, ડાટ ભીખના ભોગને;
સામળ કે' ડાટો દેહ દુઃખ, દાટ જોરાવરી જોગને. ૧૧૫૯

ભટ્ઠ સદાએ ભીખ, ભટ્ઠ સ્ત્રીનું રળ્યું ખાવું;

ભઠું અદાતા દેહ, ભઠું વિદેશે જાવું;
ભઠું ઉદ્યમ વિણ આ'ર, ભઠું ઓશિયાળા રહેવું;
ભઠું વેરી વખાણ્, ભઠું શિર મેણું વહેવું;
વળિ ભઠું પ્રતીત જૂઠાતણી, ભઠું પરધન ચિત્ત ચાહવું;
ભઠું પાપ કરી સામળ કહે, ભઠું ગંગા નિત્ય નાહવું.૧૧૬૦
શું કરે બહેરો નાદ, શું કરે અપંગા અહારી;
શું કરે ગુંગો રાગ, શું કરે નપુંસક નારી;
શું કરે પાપી પુણ્ય, શું કરે કપૂત કુળ કામે;
શું કરે વરતિક વેદ, શું કરે નૃપતિ નામે;
શું કરે રંક જન રૂઠિયો, શું કરે અંધ દર્પણ ધરે;
કવિ સામળભટ સાચું કહે, કરપી કવિતને શું કરે. ૧૧૬૧
કરપી ન ખાયે અંન, કરપી નવ પહેરે અંગે;
કરપી ન દીએ દાન, કરપી નવ રાચે રંગે;
કરપી ન માંડે જંગ, કરપી નવ સુખે સૂએ
કરપી ન પોષે પિંડ, કરપી વહાલું નવ જુએ;
કરકોસર કરપી કરે ઘણી, જાણે જે ધન ખૂટશે;
સામળ કે' તસ્કર અગ્નિ કે, કોઇક હાકમ લૂંટશે.૧૧૬૨
ભામની ભુંડી તેહ, જેહ પરપુરુષે પેખી,
બ્રાહ્મણ ભુંડો તેહ, જેહ અતિ લોભી એદી;
શુદ્રજ ભુંડો તેહ, જેહ બ્રાહ્મણને નિંદે;

જોગી ભુંડો તેહ, જેહ જર વહાલો વંદે;
વળિ વૈશ્ય ભુંડો વિવેક વિણ, રાય ભુંડો રણથી ડરે;
કહે સામળ ભુંડો તે કવિ, જે કરપીની કીરતી કરે. ૧૧૬૩

## દોહરા.

પૂછ વળી કંઇ પૂછવું, જે નિશ્ચે હોય નામ;
તું તારે મંદિર રહે, મારે કોટિધા કામ. ૧૧૬૪
પરણ્યાનો મારે ખપ નથી, નથી વહાલેરૂં રાજ;
શું કહીએ પરવશ પડ્યા, કહેવું તુજને કાજ. ૧૧૬૫
સાબાશ શાબાશ શામા કહે, ખરી વાતનો ખ્યાલ;
તનક પૂછું તે તું કહે, (તો) આરોપું વરમાળ. ૧૧૬૬

## છપ્પો.

પ્રશ્ન—કોને કહું ધિક્કાર? બાળ તે કો'નું બૂઝ્યું?
વ્યર્થ કહોનો વેષ? વાટ તે શું શું સૂઝ્યું?
શોભીતા શું હોય? ભોગ તે કવણ ભણીજે?
વેર કવણ કહેવાય? ધન્ય ધન્ય કવણ લહીજે?
શું વહાલું વરણાવરણને? કોણે ખોયું ને કોણ રળ્યો?
છે કોણ મુઓ કોણ જીવતો? કોણ મુખ પર ધૂળ વળ્યો? ૧૧૬૭

## દોહરા.

ઉત્તર આપ તું એટલો, તો વર મારો હોય;
વરમાળ આરોપું કંઠમાં, ના કહેનાર ન કોય. ૧૧૬૮

## છપ્પા.

ઉત્તર—ધિક શૂરનું શસ્ત્ર, કિંકર કાયરનો કા'વે;
ધિક ગુણિયલના ગુણ, જેહ નગણા ગુણ ગાવે;
ધિક રૂપસ્વરૂપ, (જે) કૃપણ આગળ કર જોડે;
ધિક કાજ કવિરાજ, (જે) જશ કરપીના જોડે;
ધિક્કાર પાત્ર સુપાત્રને, કુપાત્ર પાસ રંજિત રહે;
સામળ ધિક વિદ્યા ચાતુરી, ગરથ કાજ સદ્ગુણ ગ્રહે. ૧૧૬૯
બાળજ જમણો હાથ, નીચ આગળ નિત્ય જોડે;
બાળ તે કવિનું કામ, અદાતાના જશ જોડે;
બાળ રામાનું રૂપ, જાર કામે જે જાયે;
બાળ પંડિતનો પાઠ, (જે) ગુણ હીણાના ગાયે;
વળિ બાળરાજ તે રાયનું, (જે) રૈયત રંજાડી ધન હરે;
સામળ કહે બાળ કવિપણું, જે કરપીની કીરતી કરે. ૧૧૭૦
ભણ્યો વિદ્યા તે વ્યર્થ, વિવેક ન જેણે જાણ્યો;
રચ્યો ગર્થ તે વ્યર્થ, મતિ અહંકારજ આણ્યો;

વેષ ધર્યો તે વ્યર્થ, મનખો જે નહિ માણ્યો;
વરણ ઉત્તમ તે વ્યર્થ, નમ્રતાનો ગુણ નાણ્યો;
ડાહ્યાપણ વ્યર્થ દરિદ્રતા, અવતાર વ્યર્થ પુણ્ય કામ વિણ;
સામળ કહે વ્યર્થ શાંણપણ, હૃદે શૂન્ય શ્રીરામ વિણ. ૧૧૭૧

નગણાને નમવું વાટ, વાટ વખાણ વેરીનાં;
વિદ્યા ગુણ વિણ વાટ, વાટ મોટમ મેરીનાં;
ગુણકાના ગુણ વાટ, વાટ હાર્યો જે હોડે;
દંડ ભર્યો તે વાટ, વાટ જે જુગટે જોડે;
ન વધ્યો જશનો જર વાટ છે, વાટ કપટ કૂડ કામનું;
સામળ (કહે) વાટ ઉઠાડી જન્મમાં, હૃદે નામ નહિ રા-
મનું. ૧૧૭૨

ગરથે શોભે ગૃહસ્થ, દામ શોભે તે દાને;
ઘરણી(થી) શોભે ગેહ, માનવી શોભે માને;
દેવળ શોભે દેવ, દેવ શોભે પુર પૂજ્યે;
શૂર કર શોભે શસ્ત્ર, શૂર શોભે રણ ઝૂઝ્યે;
માગણ શોભે મિઠાશથી, સુકંઠ ગાન શોભે ઘણું;
સામળ જન શોભે શ્રેષ્ઠતા, કૃષ્ણકીરતનથી કવિપણું. ૧૧૭૩

ભામની ભુંડી ભોગ, ભોગ ઘેલું ઘરસૂતર;
પાળક પુત્ર તે ભોગ, ભોગ જે પુત્ર કપુતર;
ભોગ દેહમાં રોગ, ભોગ જે પાપે રળવું;

ભોગ(જે) વહાલા વિયોગ, ભોગ (જે) કવેળા મરવું;
મહાભોગ પ્રેમ પરનારશું, ભોગ મમત મૂરખપણું;
મહાભોગ ભકિત ભાવે નહિ, ભોગ એટલાને ભણું. ૧૧૭૪

દાતા સુમને વેર, વેર કાયરને શૂરો;
જોગી ભોગીને વેર, વેર પૂરોજ અધૂરો;
વેર સાચ ને જૂઠ, વેર ગુણકાજ સતીને;
વેર અસુર ને સુર, વેર જોગીજ જતીને;
વેરજ પાખંડ પુરાણને, વેર મુરખ પંડિતતણું;
વળિ વેર સુધર્મ અધર્મને, સહજ વેર એ તો ભણું.૧૧૭૫

ધન્ય કરે પરકાજ, ધન્ય પરમારથ પ્રીછે;
ધન્ય દાતાની દેહ, ધન્ય શુભ સહુનું ઈચ્છે;
ધન્ય ભજે ભગવાન, ધન્ય સદાવ્રત આપે;
ધન્ય દયા દીલ માંહિ, કષ્ઠ પિયારાં કાપે;
વળિ ધન્ય ઉપકારી જેહ જન, ધન્ય વાણી અમૃત વદે;
શામળ કહે ધન્ય સરવથકી, જેને રામ વસે હૃદે. ૧૧૭૬

શૂરને વહાલું શસ્ત્ર, વિપ્રને વા'લી વિદ્યા;
પવિત્ર વહાલું પુણ્ય, નીચને વા'લી નિંદા;
સતીને વા'લું સત્ય, રાજ્ય વા'લું રાજાને;
પાપીને વા'લું પાપ, વા'લું જર જન ઝાઝાને;
દાતાને વા'લો માગણો, કામીને વા'લો કામ છે;

સામળ સ્વારથ સર્વને, રૂડા જનને રામ છે. ૧૧૭૭

ખોટે ખોયું સર્વ, ખોયું પરનારી પામ્યો;
ધર્મ કર્મ નહિ ભજન, વૃથા દિન જેણે વામ્યો;
ખોયું ઠગ ઠગી લોક, ખોયું ચોરી ને ચાડી;
ખોયું લાંચ લેનાર, ખોયું જે વાતો આડી;
વળિ ખોયું જે પાપે રચ્યો, ખોયું પુણ્ય ન પ્રીછિયું;
સામળ કે' ખોયું તેમણે, (જેણે) નવ ખાધું નવ ખરચિયું. ૧૧૭૮

રચ્યો જે ન કર્યું પાપ, રચ્યો જે કરી નિંદા;
રચ્યો ન લીધો શાપ, રચ્યો જેણે સહુ વંદ્યા;
રચ્યો ધાર્યો જે ધર્મ, રચ્યો જે જૂઠ ન બોલ્યો;
રચ્યો પાળ્યું જે શીળ, રચ્યો જે તત્વજ તોલ્યો;
રળિયો જે ખરચ્યું હાથથી, રચ્યો જે કોઇને સુખ ગયું;
સામળ કહે તે રચ્યો ઘણું, પરમારથ કારજ થયું. ૧૧૭૯

મુઓ મૂરખ તે જાણ, મુઓ જો નાર કુનારી;
મુઓ દેહ ક્ષય રોગ, મુઓ જો ઋણ શિર ભારી;
મુઓ ચઢેલ કલંક, મુઓ અપજશ લે આપે;
મુઓ ખેપ કરનાર, મુઓ જે રળતો પાપે;
જન મુઓ જે પરવશ પડયો, મુઓ જે વનિતા વશ હુઓ;
કવિ સામળભટ સાચું ભણે, માનહીણ માણસ મુઓ. ૧૧૮૦

જીવ્યો જશ લેનાર, જીવ્યો પરમારથ પૂરો;
જીવ્યો દાતા દેહ, જીવ્યો સત્યવાદી શૂરો;
જીવ્યો ભાવિક ભકત, જીવ્યો જે જગતે જાણ્યો;
જીવ્યો જે કીર્તિવંત, જીવ્યો કવિએજ વખાણ્યો;
જીવ્યો જન તે તો જાણવો, જેની આશા સહુકો કરે;
સામળ કહે જીવ્યો તેહ જન, જે સંકટ પારનાં હરે. ૧૧૮૧
પડી તેને મુખ ધૂળ, રંક જેણે રંજાડ્યાં;
પડી તેને મુખ ધૂળ, ભુવન જેણે ભંજાડ્યાં;
પડી તેને મુખ ધૂળ, (જેણે) વે'તી નોકે પગ દીધો;
પડી તેને મુખ ધૂળ, અલેખે અપજશ લીધો;
વળી ધૂળ પડી તેને મુખે, ધૂળ ઢાંકણ કર્યું દામનું;
સામળ કહે ધૂળ તેને મુખે, નામ ન જાણ્યું રામનું. ૧૧૮૨

## દોહરો.

ચતુરા વાત ચોવીશ એ, પૂછ ગમે તે પેર;
નહિતો વળાવી મુજને, (તું) બેઠી રહે તુજ ઘેર. ૧૧૮૩
પિતા પાસે પુત્રી ગઇ, મન માંહે થઇ મગન;
એ વર મુજને પરણશે, લ્યો લાંબેણું લગ્ન. ૧૧૮૪
માત તાત રીઝયાં ઘણું, જોઇ (તે) વરનું રૂપ;
દુઃખે નીકળ્યો દેશમાં, કો એક ભારે ભૂપ. ૧૧૮૫

મૂળારક લગ્ને કરી, વરી કન્યા ત્યાં એહ.
દુંદભિ વાગ્યાં દેવનાં, દૂધે ત્રૂઠયા મેહ. ૧૧૮૬
રીતભાત પે'રામણી, ગજ રથ ને ઘોડાય;
ખાઓ પીઓ ખૂબી કરો, સાથી સંજોડાય. ૧૧૮૭
ગામ નામ પૂછ્યું ઘણું, સાચી નવ કહી વાત;
સાસરીઆમાં (તે) શોભિયો, સુખસાગર દિન સાત. ૧૧૮૮
સસરો સાસુ (ને) સુંદરી, કહ્યાં તેહને કે'ણ;
જાવું જાત્રા માહરે, વિશ્વનાથનું વેણ. ૧૧૮૯
થોડે દિવસે આવશું, ખાશું પીશું ખેલ;
ત્યાર વિના તો નહિ મળે, મારે એકે મેળ. ૧૧૯૦
શીખ માગીને સંચર્યો, પૃથ્વી પ્રદક્ષિણા કાજ;
ફરતો ફરતો ત્યાં ગયો. (જ્યાં) કરે મોહના રાજ. ૧૧૯૧
ચતુર ગયો તે ચૌટડે, દીઠી પૂતળી ચાર;
મૂર્છા ખાઇ હેઠે પડયો, જે અશ્વે અસ્વાર. ૧૧૯૨
જેમ સાખ પડે ગળી, મા'સ જેઠમાં જેમ;
મદન પડયો પૃથ્વી વિષે, શોક પ્રગટિયો તેમ. ૧૧૯૩
સુંદર રૂપ સલક્ષણો, (તેને) ધારણ દીધી ધીર;
આસવાસના સહુ કરે, પાવા માંડયું નીર. ૧૧૯૪
કાંઇક જ્ઞાનજ આવિયું, કયાં મોહના માન;
કયાંથી શુકદેવ પંડિતો, કયાંથી પુર પ્રધાન. ૧૧૯૫

જુવે તો સસરો રાયજી. દીઠી સર્વ સભાય;
તેને જોઈ મદનને, કૌતુક જેવું થાય. ૧૧૯૬
આ મદન મૂરતી અહીં, બીજો મદન હું મેદ;
એ તે પરાક્રમ પૂતળી, વપુ વિચાર્યું વેદ. ૧૧૯૭
અન્ન નીર બેઠો તજી, એક ન સૂઝે પેર;
મને મોહના ક્યાં મળે, જાઉં મારે ઘેર. ૧૧૯૮
સો વશા આ શહેરમાં, સો વશા એનો લેખ
મુજ મળવા મૂકાવિયાં, તેમાં નહિ મીન મેખ. ૧૧૯૯
જો બ્રહ્મા હાથે ઘડે, (જો) ચિત્ર વિચિત્ર ધરંત;
જો શારદ હાથે સખે, (તો) કાંઇક ખોટ પડંત. ૧૨૦૦
એ લખનારી મોહના,મૂક્યાં પૂતળાં વાટ;
સંચ પ્રપંચ રૂડો રચ્યો, તે મુજ મળવામાટ. ૧૨૦૧
આરાધી બેઠો અંબિકા, ધારણ રાખી ધીર;
તજી બેઠો તે ઠામમાં, નિદ્રા અન્ન ને નીર. ૧૨૦૨
ખાય નહિ પીએ નહિ, ન કરે કોશુ વાત;
એમ કરતે તો વહી ગયા, સેંજે દિવસ સાત. ૧૨૦૩
લેલે મજનુંશો થયો, જાણે ચંદચકોર;
જાણે ચિત્ર લખાઇ ગયો, તદ્દવત થઇ ગયું જોર. ૧૨૦૪
ચોકીવાળે ચરચા લહી, કર્યું રાવળે જાણ;
પંથી પંથ કો (એક) પરવર્યો, તે પાડે છે પ્રાણ. ૧૨૦૫

પૂતળી જોઈ પૃથ્વી પડ્યો, દે' પ્રગટ્યું છે દુઃખ;
સાતે દિવસ સાંમટા, ભુંડી વેઠે ભૂખ. ૧૨૦૬
રૂપે રઢીઆળો રાજવી, અબલખ પર અસ્વાર;
પૂતળી જોઇ પૃથ્વી પડયો, ક્ષણું ન લાગી વાંર. ૧૨૦૭
બોલાવ્યો બોલે નહિ, જમાડ્યો નવ જમંત;
રમાડ્યો રમે નહિ, ભમાડ્યો નવ ભમંત. ૧૨૦૮
કે'શો અમને કહ્યું નહિ, માટે કરીએ જાણ;
પૂછો તેડી પ્રીતથી, કે પંથી તજશે પ્રાણ. ૧૨૦૯
ચટકો લાગ્યો ચિત્તમાં, હૈડે ઉપન્યું હેત;
વધામણિયાને આપિયાં, ભૂષણ વસ્ત્ર સમેત. ૧૨૧૦
છડી સ્વારીએ છત્રપતિ, વહ્યો ચૌટાની વાટ;
દીઠો દેવ દયાનિધિ, મટ્યા અતિ ઉચ્ચાટ. ૧૨૧૧
મદને દીઠી મોહના, મોહના દીઠ મદન;
અરસપરસ આનંદ અતિ, હરખ્યાં બેઉનાં વદન. ૧૨૧૨
આલિંગન ઉઠી મળ્યાં, ભીડ્યાં અંગોઅંગ;
આનંદઘન ઉઠ્યો અતિ, રૂડો કીધો રંગ. ૧૨૧૩
સુખસાગર માંહે ઝીલિયાં, ખીલિયાં અંબુજ આજ;
પાપ સઘળાં એ પીલિયાં. કીધાં પુણ્ય બહુ કાજ. ૧૨૧૪
જાચક જન મળિયા ઘણા, દશ કોટિ દીધાં દાન;
કંચન વર્ષા વરસાવિયો, માગણ પામ્યા માન. ૧૨૧૫

હરખતણાં આંસુ પડચાં, પ્રીતે વળ્યો પ્રસ્વેદ;
શોભા સાગર ઉલટ્યો, વરચો શુભ ઘન વેદ. ૧૨૧૬
ભૂખ તરસ નિદ્રા ગઈ, ટળી દામણી દેહ;
પ્રેમ પૂર પ્રભા થયો, મા'સુખ માણ્યો મેહ. ૧૨૧૭
ગજ ઉપર વાહન કર્યું, પ્રતાપ પૂરણ પેર;
કંચન મેહ વરસાવતાં, તેડી લાવ્યો ઘેર. ૧૨૧૮
પવિત્ર પાક પંચામૃતે, ખટરસ કંચન થાલ;
મદન મોહના જુગતે જમ્યાં, આણી અદકુ વા'લ. ૧૨૧૯
(પૂરણ)વાતો વરસજ પાંચની, અરસપરસ મળી કીધ;
અથ ઇતિ કથા કહિ, લા'વ લાખેણો લીધ. ૧૨૨૦
વાટે જે કન્યા વરી, એ'લી (છે) પિયર પ્રમાણ;
કથા કહી તે કામની, સુણી સ્વામી સુજાણ. ૧૨૧૧
મુજને વરી એક માનુની, તે કહી વીતક વાત;
ખબર કે'તાં ખાંતે ગઈ, રંગભર રૂડી રાત. ૧૨૨૨
સ્ત્રીભરતારનો સંગ નહિ, નહિ કાયામાં કામ;
નરનારી ત્યારે થશું, જયારે જાશું ગામ. ૧૨૨૩
રૂડો વેષ રમાડચો, ભાગવી નહિ એ ભ્રાંત;
કર્યો કોલ તે પાળવા, એમ કહ્યું એકાંત. ૧૨૨૪
સહસ્રચંડી શતચડીઓ, લક્ષચંડી મુહૂર્ત લીધ;
મહારૂદ્ર ને અતિરૂદ્ર તે, કોટિધા ચંડી કીધ. ૧૨૨૫

પ્રધાનવટનો પાટવટ, મદન(ને) સોંપ્યોં મે'લ;
કોઇ ત્રીજુ (તો) જાણે નહિ, ભ્રાંત ન રાખી ભેળ. ૧૨૨૬
એમ કરતાં એક માસ દિન, વિત્યા કરત વિલાસ;
મોહના મન વિચાર કરી,આવ્યા (સાસુ) સસરાપાસ.૧૨૨૭
પેશકશી પ્રગણાતણી, લેવા જાવું લખ સ્વાર;
કરૂં વિકટ જન પાધરા, આપણો એ અધિકાર. ૧૨૨૮
સૈન્ય સજ્જ કરાવિયું, સામંત સોળ હજાર;
નિર્ઘોષ નિશાનાં ગડગડે, લાયક હસ્તી હાર. ૧૨૨૯
સોપારાગઢ શેહેરમાં, ધર્મધુરંધર ધીશ;
સોંપ્યું રાજ તો તેહને, પ્રસન્ન ઉમયા ઇશ. ૧૨૩૦
કૃષ્ણાવતી જે કામની, તેને તેડી સાથ;
સંગ રંગ કોશુ નહિ, હૈડું રાખ્યું હાથ. ૧૨૩૧
ચંદ્રાવતી નગરી વિષે, ચંદ્રસેન તે નામ;
મોકલી ત્યાંહી વધામણી, પો'ત્યા તેણે ઠામ. ૧૨૩૨
ચિત્રાંગદા તે ચિંતની, ચંદ્રવદની શાં ચે'ન,
સાથે તેડી સંચર્યા, અલખત સઘળી એન. ૧૨૩૩
દમલપુર ડેરા કિયા, જ્યાં ભીમ ભડ ભૂપાળ;
પદ્મક દેવ પ્રધાન છે, (તે) માંય ઘણેરો માલ. ૧૨૩૪
વધામણી તેને ગઈ, જોગ આવ્યો જામાત્ર;
ચરણે નમ્યા તે ચિત્તથી, પૂજ્ય પવિત્રજ પાત્ર. ૧૨૩૫

પંચ દિવસ પ્રાહુણું રહ્યા, અદકી આપી આથ;
પદ્મની [જે]પદ્માવતી, સોંઢાડી તે સાથ. ૧૨૩૬
 બદ્રીકેદારે બુધનિધિ, આવંતા તે પૂર;
પુરંદર સેન છે પૂરપતિ, સામત મોટો શૂર. ૧૨૩૭
ખબર પોંતી ક્ષણું એકમાં, જરૂરપણે તે જાય;
મોતી પુષ્પ વધાવિયો, પ્રીતે પ્રણમ્યો પાય. ૧૨૩૮
આઠ દિવસ એકઠાં રહ્યાં, માગી શીખ વિદાય;
કનકાવતીને તેડિયાં, ઉલટ અંગ ન માય. ૧૨૩૯
મહીડાપુરમાં મહાલિયા, મધુ તેનો રાજન;
પાગે પ્રણમ્યો પ્રીતથી, આપી અદકું ધન. ૧૨૪૦
કલો કામદાર તેહનો, વિવેકી વડ વજીર;
માણકદે તેની દિકરી, નારીમાં બહુ નીર. ૧૨૪૧
પરણી મૂકી હતી પ્રેમદા, બેસાડયાં સુખપાલ;
સુખાસન સોહામણું, ઉપર અદકો માલ. ૧૨૪૨
ચાલ્યા ચતુર નર ત્યાં થકી, જ્યાં રામચંદ્રનું રાજ;
રૂપાવતી નગરી વિષે, કીધાં રૂડાં કાજ. ૧૨૪૩
મદન પરણ્યો છે મમતથી, હાકી જીતી હોડ;
અર્ણવ શું રૂપ અતિ ઘણું, જાણે ચંપક (નો) છોડ. ૧૨૪૪
જાણુ થયું ત્યાં જુગતથી, નેનાં ચાલ્યાં નીર;
ત્યાં મદન મહિપત કહ્યો, મોહના તેહ વજીર. ૧૨૪૫

રહ્યા પરોણા પ્રીતથી, સેંજ વીત્યા દિન સોળ;
ખાનપાન ખલઅત્તથી, કીધા છે કલ્લોલ. ૧૨૪૬
અપરમપાર અલખત થઈ, અસંખ્ય અલેખે દામ;
લક્ષધા લશ્કર જોઈને, માણ્યા મધુપુર ગામ. ૧૨૪૭
ધરણીપત ધ્રુજ્યા સહુ, આવ્યો અનમી એહ;
મૂકશે કે એ મારશે, થઇ દામણી દેહ. ૧૨૪૮
કર જોડી સહુ કરગરે, પ્રીતે પ્રણમે પાગ;
આ રિદ્ધ છે રાવળી, (કહીં) આપો અમને જાગ. ૧૨૪૯
કો મુખ તરણું લેઈને, કો કર બાંધી મળંત;
(કો)આળોટે આધીન થઈ, કો ભડ માંય ભળંત. ૧૨૫૦
કાસદ છાનો મોકલ્યો, પ્રધાન કેરે પાસ;
બીહીશો મા છું બેટડો, આવું છું તમ પાસ. ૧૨૫૧
મોહના રૂડી માનુની, તે છે મારે સાથ;
હમણા વાત કરશો નહિ, હૈડું રાખજો હાથ. ૧૨૬૨
મદસૂદન મનમાં ડર્યો, જે મોહનાનો તાત;
આપણો દેશ કેમ ઉગરે, કહી વજીરને વાત. ૧૨૫૩
ડાહી હતી એક દિકરી, તે પણ ગઇ પરદેશ;
રાજ લેશે એ રાજવી, હવે હું હાથ ઘસેશ. ૧૨૫૪
પુત્રી હોત પરણ્યા વિના, (એને) પરણાવત હું આજ;
(તો) જીવ ગામ ને જર રહત, રહત લોકમાં લાજ. ૧૨૫૫

પ્રુજો માં ધીરજ રાખજો, પ્રધાન કે' તે પ્રીત;
એને મળવા અમો જશું, રાજ કરો શુભ રીત. ૧૨૫૬
પ્રધાન પોતે પરવર્યો, જઇ બેઠો એકાંત,
વીતક વારતા સહુ કહી, ભાગી મનની ભ્રાંત. ૧૨૫૭
મોહના તો થઇ માનુની, મદન થયો રાજેંદ્ર;
શોભ્યા સામદ શૂરમાં, જોતામાં તો ઇંદ્ર. ૧૨૫૮
પુત્ર પિતા પ્રત્યે મળ્યો, ટળ્યા છે મનના તાપ;
હું તે તન છું તાહરો, તું તે મારો બાપ. ૧૨૫૯
પંચ શોકય પટરાણી કે', મોહના મૂકયો મર્મ;
(હું) નારી તમો સરીખડી, ભાગ્યો સઘળો ભર્મ. ૧૨૬૦
એ મદન વર આપણો, આપણ એની નાર;
શિવ શક્તિ તૂઠયાં તમો, તૂઠયા શ્રીત્રિપુરાર. ૧૨૬૧
પ્રધાન ગયો છે પુર વિષે, જ્યાં મદસૂદનરાય;
મહીપત તારી મોહના, વેદ વધારી આય. ૧૨૬૨
મદન પુત્ર એ માહરો, તે ચાકર તુજ તર્ત;
અનમી અધિપતિ એ થયો, શિર સોહાવ્યું છત્ર. ૧૨૬૩
છત્રપતિની દીકરી, છ પરણ્યો છે છેલ;
પગ પ્રણામવા આવિયો, માણવા તા'રો મે'લ. ૧૨૬૪
મહાહરખે મૂર્છા થઇ, હરખનાં વાગ્યાં બાણ;
મળવા ચાલ્યો મહીપતિ, ગરગડીઆં નિઃનિશાણ. ૧૨૬૫

માતાએ જાણી મોહના, સખી સહિત સુખપાલ;
જામાત્ર વધાવ્યો જુગતથી, મોતીનો ભરી થાળ. ૧૨૬૬
જય જયકાર જશ બહુ થયો, મહાસુખ પામ્યા માન,
સસરા રાજ એ તાહરૂં, તારો હું પરધાન. ૧૨૬૭
મદસૂદન કે' મદન સુણો, તમો રાજ સમતુલ્ય;
મહાદેવને માથે ચઢે, પારિજાતનું ફૂલ. ૧૨૬૮
ગંગજળ દક્ષિણવંતમાં, જેમ તુલસી શાલગ્રામ;
વિપ્ર ને વળી વેદિયો, દાતા ને પામ્યો દામ. ૧૨૬૯
કામદુધા ને દૂઝણી સિંહ પ્રજાળ્યો પૂર;
કવિ ને વળી વખાણિયો, શસ્ત્ર કરમાંહિ શૂર. ૧૨૭૦
સાગર ને પૂરે ચઢયો ચઢયો વરઘોડે ઇંદ્ર;
લક્ષ્મી ને લીલા ધરી, શરદ ઋતુ વળી ચંદ્ર. ૧૨૭૧
વાઘ ને વળી વકારીઓ, છંછેડ્યો વશિયર સાપ;
પાવક હોયે પરજળ્યો, અતિ ઘૃત રેડ્યું આપ. ૧૨૭૨
પ્રધાન સુત તું પ્રાક્રમી, જોગ જોય જામાત્ર;
કુંદનમાં હીરો જડ્યો, પૂજવા જોગ તું પાત્ર. ૧૨૭૩
નવખંડતણો તું નરપતિ, છત્રપતિઓમાં છાપ;
આઠસેં ગામનો(હું)અધિપતિ, (તે) કરે સલામી માફ! ૧૨૭૪
(એ) તમને બોલવું ના ઘટે, (એ) કરવું ન ઘટે કાજ;
હું તો કિંકર તાહરો, (આ) સરવ તમારૂં રાજ્ય. ૧૨૭૫

મંદિર પધાર્યાં માનશુ, તેડયાં માતને તાત;
કથા માંડી સરવે કહી, (જે) વીતક કેરી વાત. ૧૨૭૬
છ રાણી છત્રપતિ તણી, સાસુની કરતી સેવ;
અમારે ઉમયા તમો, સસરો શ્રી મહાદેવ. ૧૨૭૭
રાજ્ય ચલાવ્યું રામનું, થયો દેવાંશી દેહ;
વસુધા વીસ વશા ફળે, માગ્યા વરસે મેહ. ૧૨૭૮
રૈયત સહુ રાજી રહે, અસત્ય અન્યા' ત્યાજ;
ગૌડ દ્રાવડ ગુર્જરી ધર, એક છત્ર કર્યું રાજ. ૧૨૭૯
મદનસેને મહિમાં ઘણાં, કીધાં રૂડાં કજ્જ,
સદાવ્રત સોહાવિયાં, બાંધી ધર્મની ધજ્જ. ૧૨૮૦
માન પામી ઘણું મોહના, ઘણી લક્ષ્મી ઘરસૂત્ર;
પ્રતાપવંત પોતા સમા, પ્રગટયા પાંચજ પુત્ર, ૧૨૮૧
સુખસાગર સુખધામમાં, સખસજ્જા સુખપાલ;
સુખદાતા સુખદેયણો, નર કીધા બહુ ન્યાલ. ૧૨૮૨
શુકદેવ પંડિત પ્રાક્રમી, સુખસાગરનું સાર;
તેને તેડું મોકલ્યું, પાગ નમ્યાં નરનાર. ૧૨૮૩
ત્રાંબા પત્રે ગામ ત્રીસ, લખી આપ્યાં તે તર્ત;
સભા મધ્યે સોહાવિયા, વેદ પાત્ર જે વર્ત. ૧૨૮૪
મદન મોહનાની કથા, કડીએ કડી રસાળ;
પંડિત હશે તે પ્રીછશે, પ્રીછશે જેમાં માલ. ૧૨૮૫

સાખ સમશ્યા શાણપણ, વાત વિવેકની વાદ;
જાણુ હશે તે જાણશે, અતિ પામે ઉહ્લાદ. ૧૨૮૬
છપ્પા સમશ્યા દોહરા, સમસ્યાની જે સાખ;
સંસ્કૃતમાંથી શોધીયું, ભણ્યો છું ગુર્જર ભાખ. ૧૨૮૭
સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક;
સતવાદીપણું શાણપણ, નરપતીકેરા નેક. ૧૨૮૮
નરનારીની ચાતુરી, નરનારીનાં ચરિત્ર;
શૂરપણું ને શાણપણ, નરપતિકેરા નેક. ૧૨૮૯
સતવાદી નરનારીઓ, સુણે શીખે મહિમાય;
વિજોગ ભાંગે તેહના, આશા પૂરણ થાય. ૧૨૯૦
મેળો નરનારીતણો, ભાવે સઘળા ભોગ;
આશા પૂરે અંબિકા, ટળી જાય વિજોગ. ૧૨૯૧
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વેગણપુરમાં વાસ;
સુત શ્રીવિશ્વેશ્વરતણો, શ્રીમુખ સામળદાસ. ૧૨૯૨
લઘુ બાંધવ લાધાતણો, આનંદબાઈનો તન;
પિતા પુરૂષોત્તમતણો, મહારૂદ્ર પર મન. ૧૨૯૩
મુડામાં એક મુઠડી, સાગરમાં શુક ચંચ;
એ રીતે કે'નારો કવિ, પ્રમાણ કરે જે પંચ; ૧૨૯૪
મદનમોહનાની કથા, કહું મન મે'લી મોડ;
સામળ ભટ કવિતા કહે, (સહુ) બોલો શ્રીરણછોડ. ૧૨૯૫
શ્રોતા વકતા સાંભળો, નાનાભટશિષ્ય કરજોડ;
સામળ ભટ કે' બોલજો, જે જે શ્રી રણછોડ. ૧૨૯૬

**સમાપ્ત.**

# મદનમોહના

## ( સંક્ષિપ્તવિવરણ. )

( ડાબી બાજુએ લખેલા અંકો કડીઓના સૂચક છે. )

૧ **સૂત્ર**—ઘરસૂત્ર. મતલબ કે ઘરરૂપ. જુઓ, નંદબત્રીશી. 'ચિંતામણિકેરાં ઘરસૂત્ર.' **હાર**-( સેવંત્રાંનો ) અને ( મોદકનો ) આહાર. **મણિમાળા**-પ્રકાશના અવધિરૂપ. **ગુણ આગળો**—'બીજો નથી' એ અધ્યાહાર.

૩ **મહીપતિ** ઇ૦--મોટા મહીપતિઓમાં ( જે સાંભળ્યાથી ) માન મળે.

૫ **વિપ્રદેશ**—બ્રાહ્મણોથી વસેલો દેશ. **મોહન**—મોહ પમાડે એવું.

૭ **ક્ષણમાત્ર**-લગાર પણ. ( ક્ષણમ્ ) ક્ષણ એ કાળનો અતિ સૂક્ષ્મ ભાગ છે માટે લગારના અર્થમાં આ શબ્દ વાપર્યો લાગે છે. 'અણુમાત્ર' હોત તો ઠીક. શામળભટ આ શબ્દ બહુ વખત વાપરે છે.

૧૧ **જોડ ઇ૦**—જુધિષ્ઠિરના સરખો અને તેની જોડનો-જોટાનો.
૧૨ **ઓપિત**-તેજસ્વી. **ઈંદ્રઆકારવત**—( ભવ્યતામાં. ) **દાતા** ઇ૦—દેવ જેવા **દાયક** છે તેવો **દાતા**.

૧૫ **હામ કામ** ઇ.-હામ-હિમ્મત અને કામ (યુક્ત)મૃગલોચની.

૧૭ **નિધ**---નિધિ (રૂપનો).

૧૮ **કપિલ** —શીશમ. શીશમ જેવો કાળો ને ચળકતો. **લીલવટ**—લલાટ.

૧૯ **ભોગ**—સેંથો. **જલધારા** ઇ૦—માથાને શિવલિંગ કલ્પાને સિંદૂર ભરેલી પાંતીને જલધારા કલ્પા હોય.

૨૦ **ભમરાલી**---ભ્રમરાલિ--ભમરાઓની હાર. (કાળાપણામાં). **ભજત**—હોવાના અર્થમાં.

૨૨ **નીલગ્રીવ**—મોર. **સમતુલ્ય** (સમ+તુલા). પુનરૂક્તિ નથી.

૨૩ **ફુલેલ**—( જેવી ) સુગંધીવાળું. અથવા પ્રફુલ્લ—ખીલેલું.

૨૬ **દક્ષિણવંત**—(દક્ષિણાવર્ત). જમણા આવર્તવાળો શંખ. **રંભા**—એ નામની કેળ, નીચેથી પાતળી અને ઉપર જતાં જાડી, એવો કવિસમય છે. **તોલ** ઇ૦—( આ શોભાયમાન છે ) એમ તર્ત મનમાં તોલ થાય.

૨૭ **મહીમથન**—માખણ ( જેવી કોમળ ).

૨૮ **લંક**-મરોડદાર વાંક અથવા પાતળી કેડ. **ગયંદ** (गजेन्द्र)-હાથી. **વંક**—વાંક—ખોડ.

૨૯ **જાવક**—યાવક—અળતો-લાખનો રસ. **સોળ શણગાર** ( જુઓ કડી ૫૯૪ ).

૩૫ **પ્રાજે કરી**—પરાજિત કરી—તપ કરીને ક્ષીણ કરી.

૪૩ **પંચ પસાય**-(प्रसाद् મહેરબાની). જુઓ નીચેની લીટી-માં આસન વગેરે પાંચ. ( જુઓ કડી ૬૦૦. )

૪૬ **અગમ**—આગમ ( શાસ્ત્ર ). **નિગમ** ( વેદ ).

૪૮ **વિમાસિયું** ( विमृष्टम् ) વિચાર્યું. **તન ખોલ્યું**-હૃદય ઉઘાડીને જોયું-વિચાર કર્યો. અથવા તન-શરીર (મનનું ઉપલક્ષક છે); અર્થાત્ મન ખોલ્યું. ખોલવું - ખરી વાત શી છે તેનો મનમાં શોધ કરવો.

૫૧ '**જળધર જળચર મીન**' એ પાઠ ખરો છે.

૫૩ **વીશ ને બાર**—બત્રીસ ( કડી ૭૨ માં જુઓ ).

૫૬ વહેરો-આંતરો. **કુષ્ટી**-( कुष्टिन् ) કોઢવાળો.

૬૦ **મનાવો**-પોતાના મનને મનાવો છો-માનોછો.

૬૫ **રોષ**-દોષ એજ રોષ છે. ચિત્રામાં જન્મ હોય તો, જ્યોતિ-ષ પ્રમાણેઃ—

## ચોપાઇ

ચોથ નોમ ને ચૌદશ જાણ, વાર શનિશ્ચર મંગળ ભાણ;
ચિત્રા અશ્લેષા શ્રવણ સહી, એ નારી વિષકન્યા થઇ. ૧
આપે મરે કે માને મારે, કુટુંબ સહિત સર્વેને ટાળે;
એમ કરતાં જો મોટી થાય, તો ચોરીમાંથી વરને ખાય. ૨

૬૬ **ધાઈક**-ધાવક—દોડનારો. ગમે તેવો મોટો ધંધાધારી

હોય તો પણ મોહનાને તેનું મુખ જોવું ગમતું નથી એમ **અર્થ** છે.

૬૮ **નેમ**–નિયમ–આખડી–બાધા. મતલબ કે નજ જોવું.

૬૯ **આગન્યા**–'પ્રતિજ્ઞા' ના અર્થમાં. **વચમાં આણ્યા**–(સાક્ષી રૂપે). **ગુરૂપુષ્ય**–ગુરૂવાર ને પુષ્ય નક્ષત્રનો યોગ હોય ત્યારે વિદ્યારંભ ઉત્તમ કહેલો છે. (જુઓ મુહૂર્તચિંતામણિ, સંસ્કાર પ્રકરણ–શ્લો૦ ૩૭.)

૭૧ **કાયા** ૪૦–રામા તો રતિ તુલ્ય છેજ, અને મદનની કાયા પણ કંદર્પ સરખી હતી, એવો અન્વય.

૭૨ **ચૌદ વિદ્યા**–જુઓ વિવરણના અંતમાં આપેલું પરિશિષ્ટ ૧ લું. **ચોસઠ કળા**—જુઓઃ–મધુસૂદનકૃત પ્રસ્થાન ભેદ; તેમ શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૦, પૂર્વાર્ધ અ. ૪૫ શ્લોક ૩૬ ઉપરની શ્રીધરસ્વામિની ટીકા, અને તેના ઉપરનું વેદધર્મ-સભાના તેમજ ગુજરાતી પ્રેસના ગુજરાતી ભાગવતનું વિવરણ. સુલભતાની ખાતર આ વિવરણના અંતમાં આપેલું પરિશિષ્ટ ૨ જું જુઓ.

**વીશ ને બાર**=બત્રીશ. બત્રીશ લક્ષણ આ પ્રમાણે ગણાવેલાં છે:—૧ સિંહનું (પરાક્રમ). ૧ બગલાનું (સ્વાર્થપર લક્ષ.) ૪ મરઘડાનાં ચાર (વહેલું ઉઠવું, યુદ્ધમાં ઘૂમવું, પરિવારનું પોષણ કરવું, સ્ત્રીપર વહાલ રાખવું.) ૬ મોરનાં (ઉંચી પદવીએ રહેવું, શત્રુને છુંદવો, મધુર ભાષણ કરવું, સુંદર સ્વરૂપે રહેવું, કળા જાણવી, ગર્વહીન રહેવું.) ૫ કૂતરાનાં (થોડેથીજ સંતો-

થી રહેવું, ઉંઘ થોડી રાખવી, સૂક્ષ્મબુદ્ધિથી સહજમાં સમજી જવું, સ્વામી ઉપર ભક્તિ રાખવી, શૌર્ય બતાવવું. ) ૩ ગધેડાનાં ( ભાર વહેવો, ટંડને લેખવવો નહિ, સંતોષી રહેવું.) ૬ કાગડાનાં( કોઇનો વિશ્વાસ કરવો નહિ, રતિક્રિયામાં ગુપ્તતા, મર્યાદા રાખવી, અભિમાન ન રાખવું, સમયસાધક થવું, ચંચળતા રાખવી. ) ૬ પુરૂષનાં પોતાનાં ( યુદ્ધમાં પરાક્રમ, પડતીમાં ધીરજ, ચઢતીમાં ક્ષમા, ચાતુર્ય, વાક્પાટવ, યશની અભિરૂચિ. )-( સં. કો. )

૭૩. **ભણી**-તરફ. પંડિતે નારીના તરફ જોયું નથી કેમકે તે તો જન્મનીજ આંધળી છે. **સંધ**-સંધી-બધી.

૭૪. **બહુ કક્કા**-ઘણી લિપિઓ. સિંધુશાસ્ત્ર 'સિદ્ધોશાસ્ત્ર' એમ હશે, કેમકે પૂર્વે " सिद्धो वर्णाः समाम्नायाः " એ સૂત્રથી શરૂ થતું વ્યાકરણ ગામડી શાળાઓમાં પાઠ કરાવતા તેને ' સિદ્ધો ' કહેછે. અથવા **સિંધુશાસ્ત્ર**-સમુદ્ર મુનિનું બનાવેલું સામુદ્રિક શાસ્ત્ર, એવો અર્થ પણ સંભવેછે.

૭૫ **છ ભાષા**-સંસ્કૃત, પ્રાકૃત, સૌરસેની, માગધી, પૈશાચી અને અપભ્રંશ. ( અમરચંદ્રકૃતકાવ્યકલ્પલતા ). **કોક**-કોકશાસ્ત્ર.

૭૬ **ગુવાલરી**-ગુવાલરીના ગુણગાનની માધુરીનો મહિમા માણીને એવો અન્વય થઇ શકે. **ગુવાલરી**- ગ્વાલ્હેરનો રાગવિશેષ અથવા, ગ્વાલ્હેરની સ્ત્રી હશે. **સોરઠો**—સોરઠ રાગ. **ત્રયવિધ**-ત્રણ પ્રકારની તાળી અને તાન.

૭૮ પૂરવંછાયો-વર્ણન કરવાના વિષયનો પ્રથમથી આશય દર્શાવનાર સાખી જેવો છંદ. અથવા રાગ વિશેષ જુઓ અખેગીતા

**ભાખ**=ભાષા.

૭૯ **કેકુણો**-કેકિની નામે પ્રભાતિયાના રાગમાં ગવાતો છંદ. (જુઓ રણપિંગળ પૃ. ૩૯૦). **ગાહો**-આર્યાનો એક પ્રકાર. ગાથો-ગાથા-આર્યા. **ગીત**-ચારણલોકોની કવિતારચના. રણપિંગળ, ભા. ૨જામાં એવાં પાંસઠ પ્રકારનાં ગીત વર્ણ્યાં છે.જેમ—

૧ ૨ ૩ ૪ ૫
માંઝી મેઘહરો મછરાલ, હુતલ મલ હાથાલ,
૬ ૭ ૮
જૈત્ર વાદી જમજાલ, કે પિયારો કાલ.
૯ ૧૦
શૂરવીર સાપખાલ, આમુરાં ભીમાં ઉજાલ,
૧૧
ભાણંઆં લાખો ભુજાલ, પાલ પાલ પાલ." ઇત્યાદિ.

( જુઓ ડિંગળ ).

૮૦ **છંદ ઈ૦**-જુઓ પરિશિષ્ટ ૩ જું. **અડી**-સોળ માત્રાનો અડિલ્લ કે અરિલ છંદ, **અવલ**-તેર માત્રાનો અવલંબક છંદ, અથવા ઉલટાસુલટી વંચાય એવું ચિત્ર કાવ્ય. **અબંધ**-ગણમાત્રાના બંધન વિનાના વિષમપાદ છંદો. **અષ્ટચાખરો**-અડતાલો નામે આઠ આઠ

---

૧ માલમ, ૨ મેઘજીનો વંશજ, ૩ મોટો. ૪ થતો. ૫ પંઝાવાળો. ૬ જયકારી. ૭ લડાઇ. ૮ જમનો સમૂહ, ૯ સારાં વખાણવાળો. ૧૦ ભીમાણી. ૧૧ ચારણ.

ચરણનાં ચાર પદ કરીને બતાવેલું ગીત ( જુઓ, ડિંગળ પૃ. ૯૩ ).

૮૧. **પહેલી**–પ્રહેલિકા–સમસ્યા.

૯૧. **માણે** ઇ૦–જેમ નિગમ ( શાસ્ત્ર )માં મળતું આવે તેવું.

૯૭. કાજ–પોતાનું કામ ગરજ. **અનઘતણો**–મતલબ કે નિષ્પાપનો.

૧૦૧. कहार–ભોઇ. सुहार–રસોઇઓ. आखी ઇ૦–બધી દોલત શામાં બળી જાય છે–જતી રહે છે?. प्रज्ज–પરાજય.

૧૦૩. घर ઇ૦–પોતાના ઉર ઉપર બધાને કોણ ધરે? **તનક**—થોડું.

૧૦૬. पारी नहीं—પાર–ઉતાર; ( ભેંસની ) પાડી; છરી; પાળી; પાડી– તૈયાર કરી (મેશ ); પાડી (–નીચે); પાર— છેડો; વાસણ ઘી ભરવાનું ચાંદીનું અનુક્રમે 'પારી' શબ્દના અર્થ કરવા.

૧૦૮. **સમ**-સરખો. **ચાતર**-ચતુર. **ગાતર**-શરીર. **જોખ**-મઝા

૧૦૯ **પરસુ**–પરમદહાડે, બીજી સાથે, બીજાને, સ્પર્શ કરૂં–અર્પણ કરૂં, એવા 'પરસુ'ના અનુક્રમે ચાર અર્થ કરવા.

૧૧૧. **વર્ણ**–રંગ. લુગડાંને ધોવાથી તેને એક જાતનો ગુલાબી રંગ ચઢે છે.

૧૩૭. **પરઠી**–મોકલી.

૧૪૫. **તરતીબતર**–ઘણી જુકિતથી. ( સરખાવો બેહેતર, બદતર, ઇ૦. )

૧૪૮. **મકરંદ**–પુષ્પરસ ( જેવો મીઠો ).

૧૪૯. **માધવાનળ**–સંસ્કૃત ભાષામાંની માધવાનળની કથાનો નાયક. **મેર** ( मेरु ) શ્રેષ્ઠ.

૧૬૨ **ઉહ્લાદ**–આહ્લાદ, આનંદ.

૧૬૫. **સામુદ્રિક**–શરીરનાં અંગોપાંગ જોઇને તેનું ફળ કહેવાની વિદ્યા. ' સમુદ્ર ' નામના પંડિતે કહેલી વિદ્યા. અથવા स+मुद्रा હાથની મુદ્રાપરથી ભવિષ્ય કહેવાની વિદ્યા.

૧૬૬. **પંચલઘુ** ઈ૦-અહીં સામળભટે સામુદ્રિક શાસ્ત્રથી સહેજ કંઈ જુદી સંખ્યા બતાવીછે. બૃહત્ સામુદ્રિક શાસ્ત્ર લખનાર 'ઉંન્નત ' ૬ માને છે અને ' રક્ત ' સાત માને છે. ગ્રીવા, પ્રજનન, પૂઠ, જાંઘ, કર્ણ, એ પાંચ ટૂંકાં; બે હાથ, બે નેત્ર, બે કુખ, બે નાકનાં છિદ્ર, અને બે સ્તનનો અંતર એ પાંચ દીર્ઘ; કૂખ, હૃદય, નાસિકા, ખભા, લલાટ, એ પાંચ વાનાં ઉંચાં; નેત્ર, નખ, તાળવું જીભ, ઓઠ, એ પાંચ રાતાં; આવાં અંગોને સામુદ્રિક શાસ્ત્રવાળાઓએ શ્રેષ્ઠ ગણ્યાં છે. જુઓ વિવરણના અંતમાં આપેલો બૃહત્સામુદ્રિક શાસ્ત્રમાંથી ઉતારો. પરિશિષ્ટ ૪.

૧૬૭ **સોરંગી**––એ નામની વનસ્પતિનાં મૂળ જેવ ગુચ્છળાંવાળાં.

૧૭૩. **ધ્વજાકાર** ઈ.–ધેનુનો આકાર હોઇને તેમાં ધજાનો આકાર.

૧૮૭. **મોહોકમ**–ઘણો ( મક્કમ ઉપરથી ).

૧૮૮. **તપેશ**–તપસ્વી જેવો.

૧૯૨. **કેસરીયા**–કરકસર કરનારા.

૧૯૫ **ચંતની**-(ચિત્રિણી ઉપરથી સ્ત્રી. **ચેતર**–વિચિત્ર. નામ અને ચરિત્ર પણ તેવાંજ વિચિત્ર છે.

૧૯૬. **દામણો**–દયામણો–ગરીબ.

૨૦૦. **મેહુરાણ**–મેહેરામણ, સમુદ્ર.

૨૦૨. **ખડધાન**–કોદરા વગેરે રૂક્ષ અનાજ.

૨૦૫. **કથીર**–કલઇ અને સીસાની મેળવણીથી બનેલી એક ધાતુ. કોઇ પણ હલકો પદાર્થ.

૨૧૧ **ગુજરે**–દરગુજર કરે.

૨૧૨. **હું ઈ૦**–હું હાજીઓ પૂરવા લાગીશ.

૨૧૫ **દાવ કરે**–લાગ આવે કે તરત મારે. ( મલ્લ લોકો દાવ કરે છે. )

૨૧૭ **વશા**–વિંશોપકા ઉપરથી. ફળજ્યોતિષમાં પ્રસિદ્ધ શબ્દ છે.

૨૧૯ **કાજ**–કાજ–કાર્ય–ગરજ ( ને માટે. )

૨૨૪ **નેક**–નિયમ.

૨૩૨. **રીત**–રીતભાત–વ્યવહાર. **દેહુની**–દેહને.

૨૩૪ **વાટચ**—રસ્તો. મતલબ કે રસ્તામાંની ધૂળ પડી. **પ્રીતવણ પાયે લાગે**–ખુશામત કરે.

૨૩૫. **કાળ**—કાળિદાસ. ૨૩૬ **લછ**—લચ્છિ—લક્ષ્મી.

૨૪૫ **હાવાહળ**—તોફાન. હળવાહળ ઉપરથી.

૨૪૯ **મસેવાડા**—મહિના. સ્ત્રીને ગર્ભ રહ્યે ગણાતા માસ.

૨૫૩. **આર્ણવ** ઇ૦—આર્ણવમાંથી વાદળીઓ પાણી ભરે છે તેથી જેમ મેઘ વાધે છે. ( સમુદ્રનું પાણી વરાળ રૂપે મેઘમાં જવાથી વાદળાં બંધાય છે તે પ્રસિદ્ધ છે. )

૨૬૦. **દાણી**—જકાત લેનારો. 'દાણી' અટક છે. **વપુએ**—શરીરે—જાતે—અર્થાત્ મનમાં.

૨૬૧ **હેમ**—હિમ જેવું ઠંડું.

૨૬૫. **ઘોર ઘન**—તેથી ઘન જેવો ઘોર અવાજ થાય છે. અથવા ઘન—સજડ—પાસેપાસે જડેલી ઘુઘરીઓ ઘોર ( ઘેરો ) અવાજ કરતી ઘમકે છે.

૨૭૩ **હેજ**—હૃદયની આર્દ્રતા. હેત.

૨૭૫. **સહસા**ઇ૦—સહસા કામ કરવું નહિ; અવિવેક પરમ આપદાનું સ્થાન છે; વિચારીને કામ કરનારને તેના ગુણથી લોભાયલી સંપતિઓ પોતાની મેળેજ વરે છે, અર્થાત્ પ્રાપ્ત થાય છે. ( કિરાત. )

૨૭૯ **નિઃસાણ**—નગારું. મૂળગ્રંથમાં નિશાન શબ્દ છે તે લેખક દોષ હશે અથવા અપભ્રષ્ટ થયો હશે.

૨૮૦ **અંમલખ**-એ રંગનો ઘોડો; પંચકલ્યાણી-પચરંગી ઘોડો.

૨૮૫ **તુઠ્યા**–તુષ્ટા:–પ્રસન્ન થયા.

૨૮૬ **વુઠ્યા**–વૃષ્ટા:–વરસ્યા.

૨૯૩ **અજાણ**–અજાણપણું–અજ્ઞાન.

૨૯૫. **મહામુખી**–અર્થાત્ મોટી અને મુખ્ય. અથવા 'ઘણા જણને મુખે સાંભળેલી' એમ અધ્યાહૃત 'કથા'નું વિશેષણ પણ લેવાય.

૩૧૫ **અજરકરે**—વાર લગાડે તો.

૩૨૫. **માલુકાર** —વણકર—ઢેડ.

૩૨૯ **મેઘવાળ**— ઢેડ. ૩૪૦. **લક્ષ**—લક્ષવશા.

૩૪૩ **માર્જન**—શુદ્ધિ ( શરીરની. )

૩૪૪ **પાંચે પાપ**—પંચ મહાપાપ. ( પૂર્વે કર્યાં હશે તે. ) જેમ:——

" ब्रह्महामद्यपस्तेनस्तथैव गुरुतल्पगः ।

एते महापातकिनो यश्च तैः सह संवसेत् ।" (યાજ્ઞવલ્ક્ય)

બ્રહ્મહત્યા, મદ્યપાન, ચૌર્ય, ગુરૂપત્ની ગમન, એ ચારનો સંસર્ગ, એ પાંચ ધર્મશાસ્ત્રમાં મહાપાપ ગણેલાં છે.

૩૪૬ **ગાંજીયો**—ગાંજયો. સઘળે સ્થળેથી મારા ગુણનો નાશ કર્યો.

૩૬૦ **કામ**–કામિની. **ગંધે**–લોભાય. ( ગૃધ્ લોભ કરવો. ) **વણુંધે**–લાગુ થાય..

૩૬૪ **લક્ષ લહે**–લાખોનું ધન લેઇ લે. **સર્વસ**–સર્વસ્વ.

૩૬૭ હુડકાયું–મતલબ કે ઘણું પસરી ગયેલું. કોઇ હડાયકું–અંહુકના અવાજની પેઠે ત્વરાથી પ્રગટ થતું કહે છે.

૩૬૮ **નીશાં**–નિશ્ચય–ખાતરી.

૩૭૦ **જોખ કરોછો**–સુખભોગ માણોછો.

૩૭૭ **પટંતરે**–પડદામાં–મર્મમાં.

૩૭૮ ડાધ—મોટા કદનો—ડાઘો.

૩૮૩ **લાગ**—લાગો–દર.

૩૯૧ **લાખે લટે**—લાખો લટરો ( શાખાઓ ) સાથે.

૪૧૩ **અતલીબળ**—અતુલ બળવાળો. ૪૧૪ **તરણ**—ત્રણ.

૪૧૭ **અતલિબલ એ આંચ**—તેનું અતુલબલ એજ પીડા હતી.

૪૧૮ **મણિધરમણિમરોડ**—નાગમાં પણ જે શ્રેષ્ઠ શેષના : તેને મરડી નાંખતો.

૪૪૦ **એક નાડે**–એક નાડીએ–સ્થિર મનથી.

૪૪૧ **નવ ખંડ**—મેરૂની આસપાસ આવેલી પૃથ્વીના નવ ભાગ પાડી તે દરેકને ખંડ સંજ્ઞા આપી છે. ઇલાવૃત્ત, ભદ્રાશ્વ, હરિવર્ષ, કિંપુરૂષ, કેતુમાલ, રમ્યક, ભરત, હિરણ્મય, ઉત્તરકુરૂ, એવાં તે ખંડોનાં નામ છે—( જુઓ શ્રીમદ્ભાગવત સ્કં. ૫ મો. )

૪૫૮ **કહ્યું ઈ૦**–મારે કહેવું પડે છે તે પાપ તમારે માથે.

૪૮૭ **ત્રિવિધ**—કંઠ સ્વર, વાદ્ય સ્વર અને તાળ. **મેલ્યાં**—છોડી દીધાં

૪૯૬ **કિરત** —કીર્તિ—વખાણ. **યશ**—સત્કર્મની ઉજ્વળતા.યશમાં ઉજ્વલતા કે પ્રતિષ્ઠા છે, જ્યારે કીર્તિમાં ફેલાવાપણું છે, એટલો એ બેમાં ભેદ કહી શકાય.

૫૨૬ **શોડ**—સાડલો.

૫૪૩ **ઝુંઝાર**—રણમાં ઝુઝે એવો.

૫૪૪ **બળી**—બળવાળો, **ભલમ**- ભડમ—હૃષ્ટપુષ્ટ,

૫૫૦ **દદામાં**—નગારાં,

૫૫૧—**જા ઘડિયા**—ડાખલું વગાડનારા—જાગરીયા. જેમ "ઘરના સુવા ને ઘરના જાગરિયા." **ઠોર**—એક જાતનું વાજું.

૫૫૨ **નિધંતા**—મરાઠી ( निघणें ) નીકળતા. **નીકર**—( સં, निकर—સમૂહ ) હાથે પહેરેલાં ઘણાં કાંકણુને હણુકારે છે.

૫૫૪ **સંચ**—સાચ.

૫૫૫ **તેરમીવિદ્યા**—'નિયમ તેરમો' એમ હોત તો ઠીક, કેમકે વિદ્યા બારની સંખ્યાથી પ્રસિદ્ધ નથી.

૫૭૪ **ગીસ્ત**— ( નિષ્ફળ—નકામું ) ૫૮ **તાચ**—સામગ્રી,

૫૭૭ **વાક**—વચન.

૫૮૬ **મામો**— ચીથરીઓ મામો, સાપ મામો, વગેરે મલિન દેવ. ૫૯૦.**ઇભ**—હાથી.

૫૯૪. **નવસત**—નવ+સપ્ત=સોળ શણગાર. જુદા જુદા લેખકો સોળ શણગાર જુદા જુદા કહે છે. જેમ—

" ચાર ચતુષ્પદ, ચાર ખગ, ચાર ફળ, ફૂલ ચાર;
રાજાજી કે બદન પર, યે સોલા સિંગાર. "

| | |
|---|---|
| ચતુષ્પદ—તુરગ ( ઘુંઘટ ). | ખગ—કોકિલ ( સ્વર ). |
| કુરંગ ( નેત્ર ). | ભ્રમર ( ભવાં ). |
| ગજ ( ગતિ ). | શુક ( નાક ). |
| સિંહ ( કમર ). | ખંજન ( નેત્રચાપલ્ય ). |
| ફળ—કપિત્થ ( કોઠું ) ( કુચ ). | ફૂલ—ચંપક ( કાંતિ ). |
| દાડમ ( દંત ). | કેતકી ( સુગંધ ). |
| આમ્રબીજ (હનુ—હડપચી). | કમલાકૃતિ ( નાભિ ). |
| બિંબફળ ( હોઠ ). | ગુલાબ ( ગાલ ). |

બીજા મત પ્રમાણે:—તૈલાભ્યંગસ્નાન, ચીર, કંચુકી, કુંકુમ, કાજળ, કુંડળ, હાર, મોતી, કેશપાશ, નુપૂર, ચંદન, કટિસૂત્ર ( કંદોરો ), તોડા, તાંબુલ, કંકણ, ચાતુર્ય, એ સોળ શણગાર ગણાય છે. બીજા પણ એવા અનેક મત હોઇ શકે. (**સં. કો.**)

૫૯૭ બાંધડીયાં—ડાખલાં

૬૦૦ **પંચ પસાય**—આસન, બેસણુ, સન્માન, ભોજન, દક્ષિણા. ( જુઓ કડી ૪૩ મી ).

૬૧૩ **ઠરાવ**ઇ.—( માટે ) બચવાનો ઠરાવ એ તો એક ઢાઢ—ઢોંગ માત્ર છે.

૬૧૬. **તેજબિબ**—મતલબ કે રોણકદાર.

**તરતીબો** ૪૦ ઘણી તજવીજો-સવટો વાળો ( મહેલ )

૬૧૭ **ઘેઘાટ**—આનંદ—લીલાલહેર.

૬૪૧ ઘણુ-( ધેનુ ) ગાયોનું ગોવારું.-ઘેર-ટોળું **કાળીરોળી વેળા**-સંધ્યાકાળ. ચરોતરમાં **રોળીકાળી વેળા** કહેવાય છે.

૬૪૫ **માજમ**— ( મહાયામિની ) મધ્ય રાતનો વખત.

૬૪૬ **તેગ**—અવાજ

૬૪૮ **સાય**—સુસવાટા.

૬૬૨ **પારેવા**-એ નામનો, અથવા પારેવા ( કબૂતર ) જેવો ચપળ. ૬૭૩ તરકસ--(તીર ફા. કશીદનઃખેંચવું. સં. कृप् ) ભાથો.

૭૧૦ **શિવાલિખિત**-મહાદેવજીએ પાર્વતીજીને કહેલાં શુભ મુહૂર્તો. ૭૧૪ **નઘરોળ**—બેફિકરૂં-નગુરો.

૭૪૫ **ટાળો કરો**-વખત ચૂકવો.

૭૭૩ કર્મ-અર્થાત્ કપાળે. **સરે**-સરેહ, **મુસલમાની કાયદો**, અર્થાત્ સરેહના જેવી ખરેખરી વાતમાં શી શરમ રાખવાની છે ?

૭૭૭ **ચતુરા કે'વી ચૂકવી**-ફકત એને ચતુરા કહેતાં ચૂકવું-ભૂલી જવું. અર્થાત્ તેનું નામ ન દેવું.

૭૮૨ **રાવળે જાણિયો**—રાજદરબારમાં (ગુનેહગાર) થઈને જણાયો. **વેચ પરો**-વેચાને દૂર કર. ( પરો—ક્રિ. વિ. ) કાઢી મૂકો.

૭૮૩ **તોલ**—તુલ્ય. **શાવ**—શાહુકાર

૭૮૪ **વીશ**—મતલબ કે ઘણા. છપામાં સોળ ગણાવ્યા છે.

૭૯૬ **રોખમાં**—પ્રસિદ્ધપણે. ( ? )

૭૯૯ **જોખ** ( સં. जुष् ) આનંદ.

૮૦૨ **નેઠ** ( સં. **નષ્ટ** )—નીઠી ગયેલાં—ખાલી થયેલાં.

૮૨૩ **વજા**—વૃત્તિ—સંસ્કાર. જુઓ " અખા જીવ તણી એ વગત, અજને ઠામે પૂજે અજ્ઞ. "

૮૨૫ **એન**—બરાબર.

૮૭૧ **મોલ**—મોળીયું ૮૭૩. **જંત**—જંતુને—પ્રાણીઓને.

૮૮૪ **ભામણે**—ભ્રામણે—ભ્રમણમાં.

૮૯૨ **તરતીબશું**—તરતીબસહ—યુક્તિવાળી.

૯૦૦ **ખાસખેલ**-લશ્કરના પાછલા ભાગનું રક્ષણ કરનાર એક અમલદારની પદવી. **ખલબતકરી**-છુપી મસલહત, ગુપ્ત વિચાર કરી.

૯૧૧ **અંબુજ**—પોયણું.

૯૧૩ **રાખી** છે—( પરીક્ષા કરવાની ).

૯૨૩ **દેવા**—દેવચકલી. **જમણો ભૈરવ હનુમાન**—જમણી બાજુએ ભૈરવ ( ચીબરી પક્ષી ) બોલે અને હનુમાન (વાંદરો) કૂદે અથવા બોલે તો સારા શુકન થાય છે.

૯૨૪ **વેદ**—વેદ વાક્ય જાણવું-નિશ્ચય. ૯૯૫ વરતીઓ--જૈનગોરજી.

૯૨૭ ધાન—ધાન્યની પેઠે.

૯૩૧ **પાલી**-ઝાડનાં ઝીણાં પાંદડાં. **પરડ**-બાવળના પરડા. **ભરડ**—ભરડા-તપોધન,

૯૩૩ **વેડાંગ**—ઘોડો.૯૩૪ **મોટ**—ગાંસડા.

૯૩૫ **વસ્ત** ઈ૦—વહોરવાની વસ્તુ વહોરજે.

૯૪૧ **કશકશતો**—હાંફતો. ૯૪૨ **કોકલ**—કોળી.

૯૪૪ **મારુડમુછો**—અડમૂછો

૯૫૮ **સૂલ**—નિર્ણય.

૯૬૫ **ચિત્ર**—' ચરિત્ર '.

૯૭૫ **ભોળી**– ' ભાળી ' જોઇએ.

૯૮૦ **વણજ, વજીર ને વ્યાજ**—એ તેના રોજગાર છે. **વજીર**-વજીરાત. કિંકરી—કિંકરપણું.

૯૮૮ **પૂર્વ દિશા ઇ૦**—પૂર્વ દિશાએ થઇને પશ્ચિમ તરફ જવાને રસ્તે.

૧૦૧૪ **ધજબંધ**—મતલબ કે સારી રીતે.

૧૦૧૫**અર્ભ**—બાળક આપનારૂં ઔષધ.ધૃત આયુષ્ય આપનારૂં હોવાથી ધૃતને પણ આયુષ્ય કહે છે, તેવો પ્રયોગ અહીં જણાયછે.

૧૦૭૩ **ચક્વે**—ચક્રવર્તિ. **ચોખૂંટ**—ચારે દિશાએ.

૧૦૭૫ **પેશકશી**—ખંડણી.

૧૦૮૨ **ખરીહુ**—ખડી હૈ-ઉભી છે. **કરી**-કળી.

૧૧૦૯ **તર્કટ કર્યો**-પ્રતિજ્ઞા લેવા રૂપી. ( હિંદીને અનુસરીને નરજાતિ વાપરી છે. )

૧૧૧૫ **અવેરી આપવાં**—જે આવે તેને વ્યવસ્થા કરીને વહેંચી આપવાં. **સજ**—સન્નાઇ ( તૈયારી કરી ).

૧૧૨૦**વસનમાંય**-લૂગડામાં. અર્થાત્ ચીતરેલાં વસ્ત્રમાં તે

વડી ( મોટી-સુંદર ) છે. વસ્ત્રસહિત સુંદર દેખાય છે. **સામુદ્રિક રતિરેખ**-સામુદ્રિક ચિન્હ બતાવનારા બિંદુ અને રેખાઓ સહિત. રતી ( ચણોઠી ) નો આકાર બિંદુ કે ટપકા જેવો હોવાથી આ શબ્દ પ્રચારમાં આવેલો લાગે છે. આવોજ પ્રયોગ શામળભટે ઘણે સ્થળે કર્યો છે, "રૂડી કર્મની રેખા રતિ" ( જુની સાતમી. )

૧૧૨૩ **કામની**—કામનીએ. **લેખું**—લેખ.

૧૧૨૪ **જશું**—જેવું.( હિં. जइसा ઉપરથી ).

૧૧૨૫ **આજાનબાહુ**—જાનુ ( ઘુંટણ ) પર્યંત હાથ લાંબા હોય એવો પુરૂષ.

૧૧૨૯ **અકલ** ૪૦—તેની અકલના આધારભૂત તથા તેની એંધાણ ( નિશાની ) ના અલંકાર ચીતર્યા હતા.

૧૧૩૦ **સામદ**-સામંત. **ગરૂવા** ૪૦-ગરવા પુરૂષો પણ જેના ગુણ ગાય છે.

૧૧૩૧ **ચાર વાટે** ૪૦-" ચાર વાટ્યોને ચોવટે " એમ અસલમાં હોવું જોઇએ, નહિતો પુનરૂકિત જેવો આભાસ થાય છે.

૧૧૩૪ **પ્રતાગી પેર**—પ્રતાપીના પેરે.

૧૧૩૭ **ભોગ**—ભોકતવ્ય-પ્રારબ્ધ.

૧૧૩૯ **अरवाने**-અડવાણે.—ઉઘાડે પગે, **खडधान**—કોદરા પ્રમુખ રૂક્ષ અનાજ.

૧૧૪૦ **શકત**-શકિત—દેવી.

૧૧૪૯ **ફોફળ**—સોપારી ( पूगफल ઉપરથી. )

૧૧૫૨ **જોરાવરી જોગ**—બળાત્કારે વૈરાગી થવું તે.

૧૧૫૯ **ભાવ**—ભાવથી. **ભ્રષ્ટુ**—(ભ્રષ્ટ ઉપરથી.)

૧૧૬૧ **વાર્તક**—જૈન કે બૌદ્ધનો યતિ. (ઘણાં વ્રત ધારણ કરનારા હોય છે માટે.)

'૧૧૬૬ **તનક**—લગાર.

૧૧૬૯ **કર ઓડે**—હાથ ધરે.

૧૧૭૨ **વાટ**—વાટ ઊડી, મતલબ કે ધૂળ પડી. **કામનું**—કામિનીનું અથવા ધંધા રોજગારનું. ૧૧૭૪ **પાળક પુત્ર**—જેને પાલન માટે પુત્ર ઉપર આધાર રાખવો પડે તે.

૧૧૮૭ **સંજોડાય**—સજોડા.

૧૧૯૩ **સાખ**—(કેરીની.)

૧૧૯૭ **મેદ**—મેદિનીમાં. અથવા મેદ ઉપલક્ષણ લઈએ તો હાડમાંસવાળો—શરીરધારી. **એ તે** ઇ૦—એ તે પૂતળી (મોહના)નાં પરાક્રમ (દીસે છે) એમ પોતાના વપુ (મનનું ઉપલક્ષક)માં વેદ (નિશ્ચય) વિચાર્યું.

૧૨૦૪ **લેલે મજનું**—એ આશકમાશુકની વાત પ્રસિદ્ધ છે.

૧૨૧૭ **પ્રભા**—પ્રવાહ. થયો ને ઠામે મૂળમાં 'વલ્યો' હોવું જોઈએ. **મહાસુખ** ઇ૦—મહાસુખ રૂપી મોહને માણ્યો—મોહનો લાહાવો લીધો.

૧૨૩૬ **પ્રાઘૂર્ણ**—પરોણા. **આથ**—આસ્તા–માલમિલ્કત.

૧૨૬૦ **પંચ શોકય**—પાંચે શોકયોને પટરાણી કહે છે કે, એવો અન્વય કરવો.

૧૨૬૨ **આય**-આયપત. અર્થાત્ પ્રતિષ્ઠા. **વશિયર**-વિષધર-નાગ

૧૨૮૦ **કજ્જ**—કાજ. ( અપભ્રષ્ટ ભાષાનો શબ્દ છે).

૧૨૮૪. **વર્ત**—( વૃત્ હોવું ) વર્તતા હતા—હાજર હતા.

૧૨૮૭ **સંસ્કૃતમાંથી**—ઘણું કરીને કથાસરિત્ સાગરમાંથી

૧૨૯૪ **મુડામાં**—સો મણમાં

૧૨૯૫ **મોડ**— મરડાટ.



## परिशिष्ट १ लुं.

### १४ तथा १८ विद्या—

पुराणन्यायमीमांसाधर्मशास्त्राङ्गमिश्रिताः ।
वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥
याज्ञवल्क्यस्मृति अ १—३.

(१) પુરાણ (૧) ન્યાય (૧) મીમાંસા (૧) ધર્મશાસ્ત્ર (૬) અંગ (૪) વેદ, આ ચૌદ વિદ્યાનાં તેમજ ધર્મનાં સ્થાન ગણાય છે. આમાં (૧) આયુર્વેદ, (૧) ગંધર્વવેદ, (૧) ધનુર્વેદ, અને (૧) અર્થશાસ્ત્ર અથવા સ્થાપત્યવેદ, એ ચાર ઉપવેદ ઉમેરીએ તો ૧૮ વિદ્યાઓ થાય.

આમાં ઉપપુરાણોનો પુરાણોમાં; વૈશેષિક દર્શનનો ન્યાયમાં; વેદાંતનો મીમાંસામાં; મહાભારત, રામાયણ, સાંખ્યદર્શન, પાતંજલ દર્શન, પાશુપત, વૈષ્ણવાદિ દર્શનોનો ધર્મશાસ્ત્રમાં અંતર્ભાવ કરી નિર્વાહ કરવો.

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ, એ ચાર વેદ અથવા શ્રુતિ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, જ્યોતિષ, અને છંદસ્ એ ૭ અંગો અથવા વેદાંગો; બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ભાગવત, નારદ, માર્કંડેય, અગ્નિ, ભવિષ્યત, બ્રહ્મવૈવર્ત, લિંગ, વરાહ, સ્કંદ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરૂડ અને બ્રહ્માંડ—આ ૧૮ પુરાણો;

સનત્કુમાર, નૃસિંહ, બૃહન્નારદીય, શિવરહસ્ય, દુર્વાસસ્, કપિલ, વામન, ભાર્ગવ, વરૂણ, કાલિકા, સાંબ, નંદી, સૂર્ય, પરાશર, વસિષ્ઠ, દેવી, ગણેશ અને હંસ, આ ઉપપુરાણો કહેવાય છે. કેટલાક દેવી અથવા ભગવતીભાગવતને પણ મુખ્ય પુરાણ કહે છે.

ગૌતમમુનિપ્રણીત ન્યાયશાસ્ત્ર અને કણાદમુનિ પ્રણીત વૈશેષિક શાસ્ત્ર એ **બે ન્યાય દર્શનો**; કપિલમુનિપ્રણીત સાંખ્યશાસ્ત્ર અને પતંજલિમુનિપ્રણીત યોગશાસ્ત્ર એ **બે યોગદર્શનો**; જૈમિનીપ્રણીત પૂર્વમીમાંસા શાસ્ત્ર અને વ્યાસમહર્ષિપ્રણીત ઉત્તરમીમાંસા શાસ્ત્ર એ **બે મીમાંસા દર્શનો**; આ ત્રણે મળી ૬ **દર્શનો** સમજવાં. મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્ક્ય, ઉશનસ્, અંગિરસ્, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ અને વસિષ્ઠ, આ ૨૦ મુખ્ય ધર્મશાસ્ત્ર પ્રવર્તકો ગણાય છે અને એમનાં પ્રણીત શાસ્ત્રોને ધર્મશાસ્ત્રો વા **સ્મૃતિઓ** પણ કહે છે. કેટલાક મત પ્રમાણે ૧૮, કેટલાક પ્રમાણે ૨૮, અને બીજાઓના કહેવા પ્રમાણે ૩૬ સ્મૃતિઓ છે, પણ યાજ્ઞવલ્કયે આ ૨૦ મુખ્ય ગણાવી છે.

આ વિદ્યાઓના વિષયોનું સામાન્ય જ્ઞાન શિક્ષકોએ યથાયોગ્ય આપવું. વિસ્તાર ભયથી તે અહીં આપવું યોગ્ય લાગ્યું નથી. આથી વિદ્યાર્થી માત્રને એટલો તો બોધ થવો જોઇએ કે મનુષ્ય માત્રને આવશ્યક યાવત્ પદાર્થ તેનું જ્ઞાન આ અઢારે વિદ્યાઓમાં આવી જાય છે.

## परिशिष्ट २ जुं.

### ચોસઠ કળા–

૧ गीत. २ वाद्य. ३ नृत्य. ४ आलेख्य. ५ विशेषकच्छेद्य જુદા જુદા પ્રકારના ચાંદલાને માટે કાતરવાની રીત. ૬ चित्रकर्म. ७ कुसुमवलिविकार દેવમંદિરોમાં ચોખાથી અને ફુલોથી સાથીઆ વગેરે જુદા જુદા આકારો કરવા. ૮ पुष्पास्तरण ફુલ પાથરવાની રીત. ૯ दशनवसनांगराग દાંત અને કપડાં વગેરેને રંગ ચઢાવવો. ૧૦ मणिभूमिकाकर्म આગળના વખતમાં ઘરમાં અથવા બગીચામાં તરેહવાર બેઠક બનાવવાની રીત હતી કે જે ઉપર બેસી ઉનાળામાં ખાવા—પીવા વગેરેની મોજ કરતા હતા. ૧૧ शयनरचन १२ उदकवाद्य જલતરંગાદિ વાદ્ય ૧૩ उदकघात પાણીમાં તરવું વગેરે. ૧૪ चित्रयोग ચમત્કારી અખતરાઓ. ૧૫ माल्यग्रथनविकल्प ફુલના પંખા વગેરે બનાવટો. ૧૬ शेखरापीडयोजन પાઘડીઓ, ટોપીઓ વગેરે બનાવવું તે. ૧૭ नेपथ्ययोग શણગાર કરવાની રીત. ૧૮ कर्णपत्रभंग કરણફુલ વગેરે ઘરેણાં બનાવવાં તે. ૧૯ सुगंधयुक्ति જાત જાતની સુગંધ બનાવવાની યુક્તિ. ૨૦ भूषणयोजन ઘરેણાં ગાંઠવાની રીત. ૨૧ ऐन्द्रजाल જાદુના પ્રયોગો. ૨૨ रूपपरीक्षा. ૨૩ चित्रशा-

कापूपभक्ष्यविकाराक्रिया જાત જાતની રસોઇ. ૨૪ कौचुमारयोग પ્રીતિ ઉપજાવનાર તથા શરીર સારૂં કરનાર ઇત્યાદિ ઉપાયો જે કુચુમાર નામના આચાર્યે બતાવેલા છે, જેવા કે પૌષ્ટિક ઓષધો તથા અગમ્ય શક્યના પ્રયોગો. ૨૫ हस्तलाघव હાથ ચાલાકી. ૨૬ पानकरसरागासवयोजन શરાબ અને શરબતો બનાવવાની રીત.૨૮ सूत्रक्रीडा દોરીસંચા. ૨૯ प्रहेलिका પહેલી, " ૭ પગનું છઠ્ઠું મુખ્ખું, નામ તેનું કહું છું, જુઓ બાપા જુઓ." અર્થ–જુઓ નામનો છંદ. તથા " આગ નહિ ને આવતડો, એવે નામે નામ, બરડાની આથમણી કોરે, ગોતી લેજો ગામ." અર્થ–પોરબંદર. તથા "અગમગ ત્રણ પગ લક્કડ ખાય ને પાણી પીએ ને બેઠું રહે." અર્થ—ઓરશીઓ, ઇત્યાદિ. ૩૦ प्रतिमाला સંસ્કૃતના અભ્યાસવાળા ઉછરતા છોકરાઓ સામસામી અંત્યાક્ષરી બોલે છે તે. જેમ કે પહેલા જણના શ્લોકમાં જે અંતે અક્ષર આવે તે અક્ષર જેના આરંભમાં હોય એવો શ્લોક બીજાએ બોલવો, વળી તે શ્લોકને અંતે જે અક્ષર આવે તે અક્ષર જેના આરંભમાં હોય એવો શ્લોક પહેલાએ બોલવો. એમ કરતાં જેની પાસે શ્લોક ખુટી જાય તે હાર્યો કહેવાય છે. ૩૧ दुर्वाचकयोग જેનું ઘણીવાર અને જલદીથી ઉચ્ચારણ કરતાં ગડબડ થઇ જાય એવાં વાક્યો સારી રીતે બોલતાં આવડવાં. જેવાં કે " તાડ ઉપર કાગ બેઠો ઉતર કાગ તાડ ખાઉં " " રામ-

નામ લેનાર ભલો કે લેવરાવનાર ભલો." "કોકડી ઉપરે બોકડી ઉતર બોકડી કોકડી ખાઉં" ઇત્યાદિ. ૩૨ प्रतिमाकरणं પૂતળાં બનાવવાં તે. ૩૩ पुस्तकवाचन. ૩૪ नाटकाख्यायिकादर्शन ૩૫ काव्यसमस्यापूरण ૩૬ पट्टिकावेत्रवाणविकल्प પાટી અને નેતર ભરવાની રીતો. ૩૭ तर्ककर्म સુતર કાંતવાની તથા ત્રાકડી ઉપર ચડાવી સોનેરી તાર વગેરે વીંટવાની રીત. ૩૮ तक्षणकर्म સુતારનું કામ. ૩૯ वास्तुविद्या ઇમારત બાંધવાનું કામ. ૪૦ रूप्यरत्नपरीक्षा ૪૧ आकरज्ञान ખાણ જાણવાની કળા. ૪૨ धातुवाद માટોડીમાંથી ધાતુ કહાડવાના ઉપાયો. ૪૩ मणिरागज्ञान જવાહીરનાં નંગોને રંગ આપવાની અને ડાંક મૂકવાની રીત, ૪૪ वृक्षायुर्वेदयोग ઝાડપાન ઉછેરવાની તથા તેનાં દરદ મટાડવાની રીતો. ૪૫ मेषकुक्कुटलावकयुद्धविधि બોકડા, કૂકડાં અને લાવરાં લડાવવાની રીત. ૪૬ शुकसारिकाप्रलापन મેના પોપટને બોલતાં શીખવવાં તે. ૪૭ उत्सादनप्रसादन શરીરને સાફ કરવાનું તથા અભ્યંગ કરવાનું ડહાપણ. ૪૮ अक्षरमुष्टिकाकथन કરપલ્લવી ભાષા; જેમ કે "અહિરેણુ કમલ ચક્ર ટંકાર, તેગ પવન યૌવન શૃંગાર; અંગુલિ અક્ષર ચકુટી હિ માત્રા, રામ કહત સીતાસે બાતા." અર્થ. અહિરેણુ એટલે અકારાદિ અક્ષરો સમજવા, કમલ એટલે क વર્ગ, ચક્ર એટલે च વર્ગ. ટંકાર એટલે ट વર્ગ, તેગ એટ-

त वर्ग, पवन प वर्ग, यौवन એટલે यरलव અને શૃંગાર એટલે शषसह. તેમાં અહિફેણ (સાપની ફેણ) વગેરે જેવો હાથનો આકાર બતાવી જેટલામો આંગળી ઉંચી કરે તેટલામો અક્ષર અને જેટલી ચપટી વગાડે તે પ્રમાણે કકાદિકી વગેરે માત્રા સમજવી, ઈત્યાદિ. ૪૯ म्लेच्छितकतर्कविकल्प ભાષાને બગાડીને બોલવાની રીત. જેમ કે स्म વચમાં નાખીને અને च આગળ નાખીને બોલવાની રીત. ૫૦ देशभाषाविज्ञान. ૫૧ मानसीचिंता મનની વાત પારખવી તે. ૫૨ अभिधानकोश શબ્દોના કોશ જાણવા તે અથવા મનુષ્ય ગામ વગેરેનાં ઘણાનાં નામ જાણવાં તે. ૫૩ छलितकयोग ઉંધુ અવળું સમજાવવા તથા ફસાવી દેવા વગેરે છળવાના ઉપાયો. ૫૪ वस्तुगोपन વસ્તુ છુપાવી રાખવાની કલા. ૫૫ द्यूतविशेष જુદા જુદા પ્રકારની રમવાની રીતો. ૫૬ बालक्रीडनक બાળકોની રમત. અથવા છોકરાં રમાડવાની કળા. ૫૭ वैनायिकीविद्या સભ્યતા જાળવવાની રીત. ૫૮ वैजयिकीविद्या લશ્કરી કવાયત વગેરે જય મેળવવાની કળા. ૫૯ व्यायामिकीविद्या. ૬૦ आकर्षक्रीडा સોગઠાં બાજી. ૬૧ यंत्रमातृका જુદાં જુદાં યંત્રો કરવાની રીત. એમ કહેવાય છે કે એ વિષય ઉપર વિશ્વકર્માએ એક ગ્રંથ રચેલો છે. ૬૨

धारणमातृका धारणા ( અષ્ટાવધાન વગેરે ) શકિત વધારવાની રીત. ૬૩ छंदोज्ञान ૬૪ केशसंमार्जनकौशल કેશને સાફ અને સારા રાખવની ચતુરાઇ.

ચોસઠ કળા, સ્ત્રીપુરૂષના સોળ શણગાર, પુરૂષનાં બત્રીસ લક્ષણ, નવખંડ ઇત્યાદિના વિશેષ સ્પષ્ટીકરણ માટે જુઓ. દયારામકૃત કાવ્ય સંગ્રહમાં " વસ્તુવૃંદદીપકા. "

## ૭૨ કળા વિષે છપ્પા ( સામળભટ્ટકવિકૃત. )

ચિત્રકળા પોશાક, પાઘબંધન, કૃતિ પાકે,
જમતું તરવું નીર, સ્નાન જિતવું વહિ વાકે;
ભરવે ભાવ પલંગ, બેસતું સુવું સેજે,
બોલવું હિંડતું હોડ, દેવપૂજન અતિ તેજે,
ધરવા અંગ શણગાર શુભ, સિલક કેર દીઠું કરે;
ભખવું ને લેવું લાજવું, કળા એહ કો મન ધરે—૧

કરવાં લેખા કામ, દ્રવ્ય રળતું જન રીઝે,
ખેતી વણજ વિવેક, સત્ય શરાપણ લીજે;
ચઢે ઝાડપર જુગતિ, પારધી પરઠે પાપે,
પંખી પાડે પલક, કરી મેહેનત કદી આપે;
હયવાહન કરે વિવેકથી, હાંકી જાણે હોડથી;
ઓપડને અમલજ કેળવે, શામળ સુકળા જોડથી.—૨

પરખે નરખે નેહ, બોલ સહુ ગમતાં બોલે
ન્યાય ચૂકવે જેહ, ધર્મની ધારણ તોલે;
ગાયે વાય વિવેક, ચાહે ચોપગને ચિત્તે,
ઉપાસન આસન, મંત્ર જંત્રો જપ નિત્યે;
પોષણ દોષણ ને દિલહરણ, શરણાગતને રાખવું;
ચોળવું, ચિતમાં ચેતવું, ભણી કળા સત્ય ભાખવું.—૩

દાન, માન અપમાન, જૂઠ જાણું પરખાવું,
સંચ, પ્રપંચ પાખંડ દંડ દેવું ચિત્ત ચળાવું;
તજવું, સજવું સેવ, દેવ દર્શન પ્રિય મળવું,
કળવું, રમવું રમત દુઃખ સુખ શરીરે ગોહવું,
વળી પ્રીત રીત પગ કાઢવો, ખગ નવ જાયે છેતરી;
નિત્ય સત્ય નામ દિલ રાખવું, શામળ કળા બહોતેરી.—૪

## परिशिष्ट ३.

### પંચ દીર્ઘાદિ.

पंच दीर्घं पंच ह्रस्वं पंच सूक्ष्मं षडुन्नतम् ।
सप्त रक्तं त्रिगम्भीरं त्रिविशालं प्रशस्यते ॥ ९७४
बाहू नेत्रद्वयं कुक्षिः द्वे तु नासे तथैव च ।
स्तनयोरन्तरं चैव पंच दीर्घं प्रशस्यते ॥ ९७५
स्वरो बुद्धिश्च नाभिश्च त्रिगम्भीरमुदाहृतम् ।

त्र्यं यस्य तु विस्तीर्णे तस्य श्रीः सर्वतोमुखी ।
उरः शिरो ललाटं च त्रिविस्तीर्णं प्रशस्यते ॥ ९७६
( बृहत्सामुद्रिकशास्त्रम्. )

## परिशिष्ट. ४ थुं.

છવ્રીસ પ્રકારના છંદ—

| અક્ષર સંખ્યા | છંદનું નામ | ભેદ અથવા પ્રતોની સંખ્યા. | અતિપ્રસિદ્ધ વૃત્તનું નામ. | * |
|---|---|---|---|---|
| ૧. | ઉક્તા. | ૨. | શ્રી. | (૧) |
| ૨. | અત્યુક્તા | ૪ | કામા. | (૧) |
| ૩ | મધ્યા, | ૮ | નારી. | (૧) |
| ૪ | પ્રતિષ્ઠા | ૧૬ | કન્યા | (૧) |
| ૫ | સુપ્રતિષ્ઠા | ૩૨ | પ્રિયા. | (૧૨) |
| ૬ | ગાયત્રી | ૬૪ | શશિવદના | (૧૬) |
| ૭ | ઉષ્ણિક | ૧૨૮ | કુમાર લલિતા | (૩૦) |
| ૭ | અનુષ્ટુપ્ | ૨૫૬ | પ્રમાણિકા | (૮૬) |
| ૯ | બૃહતી | ૫૧૨ | ભદ્રિકા | (૧૮૮) |

* આ આંકડા એ વૃત્ત કેટલામું છે તે બતાવે છે. જેમ આઠ અક્ષરનો અનુષ્ટુપ્ છંદ ૨૫૬-પ્રકારનો બને છે તેમાંથી પ્રમાણિકા વૃત્ત એ છાશીમો પ્રકાર છે.

| | | | |
|---|---|---|---|
| ૧૦ પંક્તિ | ૧૦૨૪ | ચંપકમાલા | (૧૯૯) |
| ૧૧ ત્રિષ્ટુપ્ | ૨૦૪૮ | ઉપેન્દ્રવજ્રા | (૩૫૮) |
| ૧૨ જગતી | ૪૦૯૬ | ભુજંગી | (૫૮૬) |
| ૧૩ અતિજગતી | ૮૧૯૨ | મંજુભાષિણી | (૨૭૯૬) |
| ૧૪ શર્કરી | ૧૬૩૮૪ | વસંતતિલકા | (૨૯૩૩) |
| ૧૫ અતિશર્કરી | ૩૨૭૬૮ | માલિની | (૪૬૭૨) |
| ૧૬ અષ્ટિ છંદ | ૬૫૫૩૬ | નારાચ | (૨૧૮૪૬) |
| ૧૭ અત્યષ્ટિ | ૧૩૧૦૭૨ | શિખરિણી | (૫૯૩૩૦) |
| ૧૮ ધૃતિ છંદ | ૨૬૨૧૪૪ | ચર્ચરી | (૯૩૦૧૯) |
| ૧૯ અતિધૃતિ | ૫૨૪૨૮૮ | શાર્દૂલ વિ૦ | (૧૪૯૩૩૭) |
| ૨૦ કૃતિ છંદ | ૧૦૪૮૫૭૬ | શેખર | (૩૭૨૦૭૬) |
| ૨૧ પ્રકૃતિ છંદ | ૨૦૯૭૧૫૨ | સ્રગ્ધરા | (૩૦૨૯૯૩) |
| ૨૨ આકૃતિ છંદ | ૪૧૯૪૩૦૪ | મદિરા | (૧૭૯૭૫૫૯) |
| ૨૩ વિકૃતિ છંદ | ૮૩૮૮૬૦૮ | ઇંદ્રવિજય | (૧૭૯૭૫૫૬) |
| ૨૪ સંસ્કૃતિ છંદ | ૧૬૭૭૭૨૧૬ | દુર્મિલા | (૭૧૯૦૨૩૬) |
| ૨૫ અતિકૃતિ છંદ | ૩૩૫૫૪૪૩૨ | અરવિંદમુખી | (૨૩૯૬૭૪૫૨) |
| ૨૬ ઉત્કૃતિ છંદ | ૬૭૧૦૮૮૬૪ | પ્રિયજીવિત | (૧૪૩૮૦૮૭૨) |

૨૭ અને તેથી વધારે અક્ષરનાં ચરણવાળા છંદોને દંડક કહે છે. વિશેષ હકીકત વૃત્તરત્નાકર, રણપિંગળ વગેરે પિંગળના મોટા ગ્રંથોમાં જોવાથી જણાશે.



## પરિશિષ્ઠ ૯ મું.

## પાઠાંતર અને શોધન–

| કડી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|
| ૧. | વણુગજાનન ગુણુઆગળો. | ગજાનન ગુણુઆગળો. |
| | | ( જુઓ રાવણુ મંદોદરી સંવાદ કડી–૫ ) |
| ૮. | વાણારસી. | વારાણુસી. ( પે. પ્ર. ) * |
| ૧૫. | રભા | રંભા. |
| ૫૧. | જગ ધજ એક મલીન. | જળાચર જળચર મીન. ( પે. પ્ર. ) |
| ૮૮. | का | कां |
| ૯૦. | અતે | અંતે |
| ૯૭. | અધનતણો તું ઈંદ્રિ; | અનઘતણો તું ઈંદ્રિ; |
| ૧૦૧. | मोलि | मेलि |
| ૧૦૫. | यद | यह |
| ૧૦૭. | काजनको | का जनको |
| ૧૦૮. | आद्यछर उत्तर[२] कहो | आद्यछरमें तेर[२] कहो |
| ૧૨૨. | કે | કે' |
| ૧૩૮. | પ્રાઢા | પ્રૌઢા |
| ૧૫૧. | નિરખીઓ | નિરખીઓ, |

* પેટલાદવાળી પ્રત,

| | |
|---|---|
| ૧૬૪. પુત્ર એક પરધાનનો | પુત્ર છે આ પ્રધાનનો ( પે. પ્ર. ) |
| ૨૨૩. પુંર | પુર. |
| ૨૪૫ ૨૫૪ | ૨૪૫ |
| ૨૪૯. શુંભ | શુભ |
| ૨૫૮. ૨૫ | ૨૫૮ |
| ૨૭૫. विमृश्य कारिणं | विमृश्यकारिणं |
| ૨૯૪. મહાઉિ નપાત | મહાઉિનપાત |
| ૨૯૭. રે’તો | રે’તો |
| ૨૯૯. સુભ | શુભ |
| ૩૪૪. સ્ત્રીસંગથી | સ્ત્રીસંગતથી |
| ૩૪૯. મ્વાખ્યાનં | આખ્યાન |
| ૩૫૬. રાજાંને | રાજા ને |
| ફોડીને | ફોડી ને |
| ૩૫૭. ચાકરને | ચાકર ને |
| ૩૫૮. થશે. | થશે; |
| ૩૭૬. કે, | કે’ |
| ૩૯૦ ( નીચે ) સ્ભાવ | સ્વભાવ |
| ૪૬૯. સાં | સૌ |
| ૫૦૪, બાધે | બાંધે ( પે. પ્ર. ) |
| ૫૨૪. વિવેકનાં વેણુ | હાસ્યનાં વેણુ ( પે. પ્ર. ) |

| | |
|---|---|
| ૫૨૬. મધ્યાન્હ મધ્ય પ્રભાત | સાંજ બપોર પ્રભાત ( પે. પ્ર. ) |
| ૫૫૪. ૫૬૪ | ૫૫૪ |
| ૫૫૬. તેતો | તે તો |
| ૫૭૨, નવકર્યું | નવ કર્યું |
| ૫૯૬. કહતી | કરતી |
| ૬૧૧. દીસ | દીશ |
| ૬૧૧, મહે | માંહે |
| ૬૧૬. બિંબ તરણીએ | બિંબ તરતીઓ |
| ૬૩૩. ખરી નહિ, | ખરી, નહિ |
| ૬૮૧. ધનમાં | ધનનાં |
| ૬૮૭. હેત. | હેજ. |
| ૭૦૦ પ્રેમદા મોહના. | પ્રેમદા. મોહના |
| ૭૧૯. વિપ્રદહને | વિપ્ર દહને |
| ૭૪૫. ઘર ઘરસૂતર; | પામે ઘરસૂતર; ( પે. પ્ર. ) |
| ૭૭૦. સૂણીઓ | શૂણીએ |
| ૭૭૯. બ્રાહ્મણ નવ હોય; | બ્રાહ્મણ નવ હોય ભંડ; |
| ૭૯૨. વૈરાગી | તનરોગી ( પે. પ્ર. ) |
| ૭૯૩. પ્રીતપ્ર માણીએ. | પ્રીત પ્રમાણીએ. |
| ૮૧૦. તમારો | તું મારો |
| ૮૩૯. કણુકહોર; | કણુકોહાર; |
| ૮૫૬. સોપ્યા | સોંપ્યા |

| | | |
|---|---|---|
| ૮૭૮. | ચો ધડિયાં | ચોવ્વાડ્યાં |
| ૯૦૦. | ખરી | ફરી |
| ૯૨૩. | અનુમાન | હનુમાન ( પે. પ્ર. ) |
| | ચરમ | ચમર |
| ૯૨૪. | કાષ્ટના | કાષ્ટ ને |
| ૯૨૯. | ચર્મા | ચર્મ |
| | ચામથો | ચામંઠો ( પે. પ્ર, ) |
| ૯૬૯. | શ્ચેનિ | નિશ્ચે |
| ૯૯૧. | પંડ; | પંડો; |
| ૯૯૮. | તા | તો |
| ૧૦૮૨. | જયુ | જયું |
| ૧૦૯૨. | કુંડી | હુંડી |
| ૧૦૯૬. | ચઢવું, | ચઢયું, |
| ૧૧૦૦. | દરિદ્ર | દારિદ્રય |
| ૧૧૦૯. | તર્કટ | તંત્ર ( પે. પ્ર, ) |
| ૧૧૧૧. | આરાધ્યો | આરાધો |
| ૧૧૨૦. | માંયવસન | વસનમાંય |
| ૧૧૫૨. | શં | શું |
| ૧૧૭૦. | બાલરાજ | બાળ રાજ |
| ૧૧૭૨. | જશનો | જશ તો |
| ૧૧૭૮. | લોનાર | લેનાર |

| | |
|---|---|
| ૧૧૭૯. જે કરી | જે ન કરી |
| ૧૨૦૦. સખે | લખે |
| ૧૨૧૬. વસ્યો | વરસ્યો |
| ૧૨૨૬. સાંખ્યોં | સાંખ્યો |
| ત્રીજુ | ત્રીજું |
| ૧૨૬૫. નિનિશાણુ | નિઃસાણુ. |

## સંક્ષિપ્ત વિવરણ.

| | |
|---|---|
| ૧૬૬ પરિશિષ્ટ ૪ | પરિશિષ્ટ ૩ |
| ૪૧૮ ના | નાગ |
| ૬૪૮ લાય | સાય |

